# હરીન્દ્રનાં બે નાટકો

અનુવાદક

છોટાલાલ માનસિંગ કામદાર બી. એ.
તથા
પ્રાણશંકર સોમેશ્વર જોશી




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—ગાંધીરોડ—અમદાવાદ

# નિવેદન

ગુજરાતી સાહિત્ય ચરણે હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનાં બે નાટકો (Returned from Abroad, The Sleeper Awakened) નો અનુવાદ ધડકતે હૃદયે રજુ કરું છું.

શ્રી હરીન્દ્રનાથના એક નાટકનો અનુવાદ "અધઃપતન" નામથી "ગુણસુંદરી" કાર્યાલયે વર્ષો અગાઉ પ્રગટ કરેલ છે.

આ બન્ને નાટકો સાથે પ્રગટ થાય છે તે કેવળ અકસ્માત છે. ગયે વર્ષે ભાઈ પ્રાણશંકર જોશી હિંદમાં આવ્યા ત્યારે ઊંઘ અને જાગૃતિ "સમાજ જીવન"ના અંકોમાં ક્રમશઃ છપાતું હતું, તે પુસ્તક રૂપે બહાર પાડવાની ગોઠવણ કરવાનું તેમણે મને સોંપ્યું. ભાઈ શંભુલાલે તે છપાવવું શરૂ કર્યું ને પ્રેસ બંધ થયું. દરમિયાન 'વિલાયતના વસવાટ પછી' તૈયાર થયું અને પરિણામે આ બન્ને અનુવાદ સાથે પ્રગટ થાય છે.

ભાઈ પ્રાણશંકર જોશી છેલ્લા ચૌદ વર્ષ થયાં દક્ષિણ આફ્રિકાના જાહેર જીવનમાં ભાગ લઈ રહ્યા છે. હિંદના ઘણા ખરા વર્તમાનપત્રોમાં તે દક્ષિણ આફ્રિકાનો પત્ર લખે છે. ઉપરાંત ત્યાં "ઈંડિયન વ્યુઝ" નામક પત્રનું તંત્ર તે ચલાવે છે.

પ્રકાશક :
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
શંભુલાલ જગશી શાહ
ગાંધીરોડ—અ મ દા વા દ.

320

સંવત ૧૯૮૯ :: આવૃત્તિ પહેલી :: ૧૯૩૩
સાત આના




મુદ્રક :
જયંતીલાલ માધવલાલ
મુદ્રણસ્થાનઃ સુદામા પ્રીન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# નિવેદન

ગુજરાતી સાહિત્ય ચરણે હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનાં બે નાટકો (Returned from Abroad, The Sleeper Awakened) નો અનુવાદ ધડકતે હૃદયે રજુ કરું છું.

શ્રી હરીન્દ્રનાથના એક નાટકનો અનુવાદ "અધઃપતન" નામથી "ગુણસુંદરી" કાર્યાલયે વર્ષો અગાઉ પ્રગટ કરેલ છે.

આ બન્ને નાટકો સાથે પ્રગટ થાય છે તે કેવળ અકસ્માત છે. ગયે વર્ષે ભાઈ પ્રાણશંકર જોશી હિંદમાં આવ્યા ત્યારે ઊંઘ અને જાગૃતિ "સમાજ જીવન"ના અંકોમાં ક્રમશઃ છપાતું હતું, તે પુસ્તક રૂપે બહાર પાડવાની ગોઠવણ કરવાનું તેમણે મને સોંપ્યું. ભાઈ શંભુલાલે તે છપાવવું શરૂ કર્યું ને પ્રેસ બંધ થયું. દરમિયાન 'વિલાયતના વસવાટ પછી' તૈયાર થયું અને પરિણામે આ બન્ને અનુવાદ સાથે પ્રગટ થાય છે.

ભાઈ પ્રાણશંકર જોશી છેલ્લા ચૌદ વર્ષ થયાં દક્ષિણ આફ્રિકાના જાહેર જીવનમાં ભાગ લઈ રહ્યા છે. હિંદના ઘણા ખરા વર્તમાન-પત્રોમાં તે દક્ષિણ આફ્રિકાનો પત્ર લખે છે. ઉપરાંત ત્યાં "ઈંડિયન વ્યુઝ" નામક પત્રનું તંત્ર તે ચલાવે છે.

'ઊંઘ અને જાગૃતિ' મારી દેખરેખ નીચે છપાતું હતું. છેલ્લા પ્રૂફ વખતે મૂળ સાથે સરખાવવાની ઇચ્છા થઈ ને પરિણામે આખો અનુવાદ સરખાવી લઈ મૂળમાંથી જે જે છોડી દેવામાં આવ્યું હતું તે ઉમેરી દેવાની છૂટ લીધી છે.

'વિલાયતના વસવાટ પછી' માં જે જે પદ્ય આવેલ છે તેનો અનુવાદ જોડકણા તરીકે જ મૂળનો ભાવ કાયમ રાખવા કરેલ છે, જેને માટે મારા મિત્ર વાંકાનેર સ્ટેશન માસ્તર શ્રી ભાઇશંકર કુબેરજી શુક્લ જેની ગણના એક સારા કવિમાં થઈ શકે તેમ છે, તેનો આભારી છું.

બબરચીની ભાષા હિંદી રાખી છે, પણ મૂળમાં તે અશુદ્ધ અંગ્રેજી હોઈ આમાં શુદ્ધિ જાળવવા જરા પણ યત્ન કરવામાં આવ્યો નથી.

હરીન્દ્રની નાટ્ય કળા પર લખી આપવા માટે લેડી વિદ્યાબ્હેનનો તથા આ અનુવાદ માટે ખૂબ શ્રમ લેનાર મારા મિત્ર શ્રી. નાનાલાલ પટેલનો તથા ભાઈ શંભુલાલનો આભારી છું.

અનુવાદને પુસ્તકરૂપે પ્રગટ થવા દેવાનો મારો આ પહેલો યત્ન હોઈ વિદ્વાનો તે પ્રતિ અમીદૃષ્ટિથી જોશે તેવી વિનંતિ સહિત વિરમું છું.

વાંકાનેર
૯–૭–૩૩

**છોટાલાલ માનસિંગ કામદાર**

# શ્રી. માણશંકર જોશીનાં અન્ય પુસ્તકો.

૧ સ્વતંત્રતાનો દાવો (રેવ. એન્ડ્રુઝના પુસ્તકનો અનુવાદ) અપ્રાપ્ય.

૨ જગતના રાજદ્વારી ક્ષેત્રમાં હિંદનું સ્થાન. (ડૉ. તારકનાથદાસના પુસ્તકનો અનુવાદ) હિંદમાં અપ્રાપ્ય. હવે પછી છપાશે.

૩ આજનું ભારત (ડૉ. રુથર ફોર્ડના ગ્રંથનો અનુવાદ.) વિગત માટે પૂછો.

૪ કૃષ્ણબંસી.

૫ દક્ષિણ આફ્રિકાના પ્રશ્નો..

# બે બોલ

શ્રી, હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયની બે નાટિકાઓનું ભાષાંતર ફરી ગુજરાતી વાંચકવર્ગ સમક્ષ મૂકવામાં આવે છે: આ બંને નાટિકાઓ મૂળ અંગ્રેજી ભાષામાં છે અને શ્રી હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય કુશળ નટ પણ હોવાથી રંગભૂમિપર જાતે જ ભજવવા માટે એ તૈયાર કરેલી છે. એ બંનેનાં વસ્તુ આ જમાનાને અનુરૂપ હોઈ ગુજરાતી ભાષાના સાહિત્યમાં સત્કાર પામવા યોગ્ય છે. બન્નેમાં અમુક હેતુ પાછળ રહ્યો છે અને એવી હેતુપુરઃસર લખાએલી કૃતિઓમાં કાંઈક અતિશયોક્તિ–હેતુસિદ્ધિના વ્યાજબી દષ્ટિબિન્દુથી ઘણીવાર જોવામાં આવે છે તેવું આમાં ક્વચિત્ દષ્ટિગોચર થાય છે. આ સ્વાભાવિક છે અને જે બાબતો તેવા અતિશયોક્તિ ભરેલા સ્વરૂપમાં હોય ત્યાં વાંચનાર આવી જ વસ્તુસ્થિતિ છે એમ રખે માની લે એમ ધારી આટલું સૂચન તે પરત્વે કરવામાં અત્રે આવે છે. જે અનિષ્ટો દૂર કરાવવા આ નાટિકાઓના મૂળ લેખક માગે છે તે અનિષ્ટો તરફ ઘૃણા ઉત્પન્ન થાય એ પરિણામ માત્ર પુરતું છે અને આપણા સમાજને વેળાસર ચેતવવાથી સમાજનું હિત સચવાય એ નિઃસંશય છે.

ગુજરાતી ભાષામાં એમેચ્યુર્સ એટલે બીનધંધાદારી નટોને ભજવવા યોગ્ય નાટકો બહુજ થોડી સંખ્યામાં છે અને શ્રી. ચટ્ટોપાધ્યાયે એમેચ્યુર્સ માટે જ આ લખેલાં હોવાથી તેની ખાસ ઉપયોગિતા છે. મૂળલેખક ઉચ્ચકોટિના કવિ છે અને તેમની [illegible] ઉપમાઓ સ્થળે સ્થળે ઝબકારા મારે છે. ખાસ કરીને ' ચૈત્ર અને જ્યોતિ ' એ નાટિકામાં લેખકનું કવિત્વ જ્યાં ત્યાં નજરે પડે છે. એ આખું નાટક રૂપક જેવું હોઈ આ બાબત સ્પષ્ટતર જણાય છે.

હિંદુ સમાજના કાયદા ઉકેલવામાં અને હિંદુ સંસ્કૃતિને અમુક દિશામાં ઘસડાઇ જતી અટકાવવામાં રંગભૂમિની મદદ લેવાથી ઘણી સફળતા મળે છે એ નિર્વિવાદ વાત મુંબાઈની કેટલીક જાણીતી નાટક કંપનીઓનાં સામાજિક નાટકોએ ફરી સિદ્ધ કરી આપી છે.

આ નાટિકાઓ જો મૂળ બંગાળી ભાષામાં લખાએલી હોત તો તેનું ગુજરાતી ભાષાંતર લાલિત્યમય થાત એમ લાગે છે. અંગ્રેજી ભાષામાંથી ગુજરાતીમાં આવતાં તેમાં ઘણી તરજુમીઆ ભાષા અને વાક્યો આવી ગયાં છે. આ, વાંચનારને ક્લિષ્ટતાનો અનુભવ કરાવે છે. આવી ભાષા રૂઢ ન થઈ જવી જોઈએ. આજકાલ ઘણીક પારસી વાર્તાઓમાં કેવળ અંગ્રેજી વાક્યોનો અક્ષરશઃ તરજુમો કરવામાં આવે છે અને અનેકવાર એમ લખાવાથી વાંચનાર પણ તેની મતલબ સમજી જાય છે અને એવી તરજુમીઆ ભાષા લગભગ એ સાહિત્યમાં થઈ રૂઢ ગઈ છે. આવું શિષ્ટ ગુજરાતી સાહિત્યમાં ન બને એ ખરેખર ઇચ્છવા જેવું છે ભાષાંતરકાર પોતાની આ

ખામી જ્યાં હોય ત્યાંથી સુધારી લેશે એ વિનંતિ છે.

હોય બાદ કરતાં ભા

માટે છે.

ભાદ્ર

# ઊંઘ અને જાગૃતિ

## પ્રવેશ ૧ લો.

સ્થળ: પ્રાચીન નગરના એક ઘરનો અંતર્ભાગ.

( જમણી બાજુને ખુણે એક રેંટિયો છે. દિવાલ વચ્ચેના ગોખલામાં એક કોડિયું છે. ડાબી બાજુએ બારણું છે: અને દિવાલના ડાબા ખુણા તરફ ઘનઘોર આકાશને સત્કારતી એક નાની બારી ખુલ્લી પડી છે. છતપર લટકતા શીકામાં બે કાણાં હાડલાં છે. માતાએ તે દિવસે કાંતેલું સુતર હજુ હમણાં જ ભેગું કરી લીધું હોય એમ જણાય છે. )

મા—સ્ત્રી પુરુષ અને બાળકે ને વસ્ત્રથી વિંટાળનાર રેંટિયાની પવિત્ર પ્રસાદી આ રહી. ( હાથમાં લઈ દેખાડે છે. ) ( એક યુવક વનમાંથી આણેલ ફળની ટોપલી સાથે પ્રવેશ કરે છે, ને બોલે છે. )

યુવક—આપણા સ્ત્રી પુરુષ અને બાળકોને પોષણ આપનાર વનની તાજી લીલી ભેટ આ રહી.

( એક યુવતી પોતાની કેડપર પાણીનો ઘડો લઈને દાખલ થાય છે. )

**યુવતી**--આપણાં સ્ત્રી પુરુષો અને બાળકોની તરસ છીપાવનાર કુવાની સ્વચ્છતાભરી ભેટ આ રહી.

**મા**—જ્યાં સુધી રેંટિયો ફર્યાં કરશે ત્યાં સુધી આપણા અજબ પ્રાચીન નગરમાં એક પણ સ્ત્રી પુરુષ ઉઘાડાં નહિ રહે.

**યુવક**—ખેડૂત ખેતી કર્યાં કરશે ત્યાં સુધી એક પણ સ્ત્રી પુરુષ કે બાળક આપણા આ મનોહર પ્રાચીન નગરમાં ભૂખ્યું નહિ રખડે.

**યુવતી**--જ્યાં સુધી આપણા હાથમાં કુવાનું નિર્મળ નીર ખેંચવાની તાકાત છે ત્યાં સુધી એક પણ સ્ત્રી પુરુષ કે બાળક આ મીઠા પ્રાચીન નગરમાં તરસ્યું નહિ રખડે. ( કોઈ દરવાજો ખખડાવે છે. )

**મા**—દરવાજો કોણ ખખડાવતું હશે ?

**યુવતી**--એ તો પુરાણો પ્રવાસી પવન છે. તે દરેક દરવાજો ખખડાવીને ચાલ્યો જાય છે.

**યુવક**---દરેક વસ્તુમાં જીવ હોવાથી, બારણાના ભાગમાં જ કાંઈક જીવ આવ્યો હશે !

**યુવતી**—દીવો કેવો સુંદર છે! પ્રાર્થનાના વખતે ખડી થનાર આત્માની લાગણી જેવો એ છે.

( બારણાનો ખખડાટ ફરી સંભળાય છે. )

**મા**—આ તો ફરી ખખડાટ થયો...ખખડાવનાર તે કોણ હશે?

**યુવતી**—હશે જંગલનો કોઈ માર્ગભૂલ્યો મનુષ્ય.

**યુવક**—અથવા તો પ્રભુના ગુણગાન ગાવા અને આપણા ઘેર વાળુ કરવા આવેલો કોઈ બંસીવાળો પ્રવાસી કવિ હશે.

**મા**—જંગલના મૂક પશુને અને પોતાના પવિત્ર પગથી વિશાળ પૃથ્વીપર પ્રવાસ કરતા ગાયક કવિને આશરો આપવાની આપણી સરખી ફરજ છે. બેટા, ઉનાળાના આકાશના અગણિત તારાઓ જેટલા ગુપ્તવેશે પ્રભુ આ પૃથ્વીપર પગલાં માંડે છે તે તું નથી જાણતો? વસ્તુઓના થતા રૂપાંતરમાં દર ક્ષણે તે આપણને સાક્ષાત્કાર કરાવે છે તેની તને ખબર નથી?

**યુવતી**—કાબરચીતરા પથરાપર ચાલતો વીંછી, રસ્તે ચાલતો ભિખારી, મહાન આકાશમાં ઉડતાં પક્ષીઓ, એ સઘળાં પ્રભુનાં સ્વરૂપ છે.

( બહારથી અવાજ આવે છે. પવન સુસવાટા કરે છે અને આકાશ ઘનઘોર બનતું જાય છે. )

**મા**—અહા! પવન કેવો સુસવાટા કરી રહ્યો છે! આ તો અજબ રાત્રિ છે!

**યુવક**—( બારીની બહાર નજર ફેંકી ) મા! આકાશ તો મરી જતા મનુષ્યની આંખથીએ વધારે ઝાંખુ છે.

**યુવતી**—આંખો ફાડી વાળ વિખેરી ઘુમતા ગાંડા માણસની માફક પવન સુસવાટા મારે છે.

**યુવક**—મા, બહાર કોઈ રાહ જુએ છે. કાળા પડછાયામાંથી કોતરી કાઢેલ માણસની આકૃતિ જેવો એ લાગે છે.

( બહારથી અવાજ આવે છે. )

"દ્વાર ખોલો...દ્વાર ખોલો."

**મા**—બહારના ભીષણ અંધકારમાંથી આવતો એ અવાજ કેવો ઘોઘરો છે!

**યુવતી**—દુઃખનાં ઊંડાણમાંથી તે અવાજ સરતો હોય એમ જણાય છે.

**યુવક**—આવી અંધારી રાત્રિ આપણે કદી જોઈ નથી. માતા, વંટોળના તણખલાની માફક તે ધ્રુજે છે.

**મા**—એને અંદર બોલાવ. પ્રભુનો આભાર માનો કે આ રાત્રે વિશ્વકર્તાએ આપણે ત્યાં અતિથિ મોકલ્યો છે.

( યુવક દ્વાર ખોલે છે. ખોલતાંની સાથે જ વિજળીના કડાકા ને ભડાકા થાય છે. પવનનું તોફાન જામે છે. આકૃતિ પ્રવેશ કરે છે. અને દરવાજો બંધ થાય છે. )

**યુવક**—અહો! વીજળીનો કેવો ચમકારો! અંધકારના ભીતરને કરડી ખાવા તે આકાશ તરફ સાપની માફક ધસે છે!

**યુવતી**—કેવી વિચિત્ર આકૃતિ!

**મા**—પ્રભુનો ઉપકાર માનો કે આપણને મહેમાનો

મળે છે. [ આકૃતિએ કાળો ઝભ્ભો પહેર્યો છે. પગ બુટમાં સંડોવાયા છે અને હાથ મોજામાં સંતાયા છે. જમણા હાથમાં લાકડી છે અને પીઠપર મોટી " બેગ " છે. હૃદય પાસે તેણે રાતું ગુલાબ ભરાવેલું છે. એ આકૃતિનું નામ પશ્ચિમની સંસ્કૃતિ યાને સુધારો છે. ]

**સુધારો**-( જરાવાર થોભીને પછી ) ગૃહદેવી! યુવક! યુવતી! " ગુડ ઇવનીંગ. "

**યુવતી**—કેવા અજબ પ્રકારનાં આવકાર વચનો.

**મા**—ઘરને સોરમથી રેલમ છેલમ કરનાર એ કેવી સુરભિ!

**યુવક**—કેવું વિચિત્ર મનુષ્ય! મનુષ્યની કોઈ નવીન જાત!

**મા**—આપ કોણ છો?

**સુધારો**—જેને લોકો વેપારી કહે છે તે હું છું.

**યુવક**—વેપારી માણસ?

**યુવતી**—જંગલના પક્ષીના ઇંડા જેવી આસમાની આંખો છે.

**યુવક**—શરદ ઋતુના પરિપકવ ફળો જેવા લાલ તો તેના ગાલ છે.

**યુવતી**—તેના હાથ ઢંકાયલા છે. અહો! તેના પગ પણ ઢંકાયલા છે.

**મા**—કૃપા કરી આ ચાદરપર બેસો. ( તેના માટે ચાદર પાથરે છે. )

સુધારો—માફ કરો. મને ખુરશીપર અક્કડ બેસવાની ટેવ છે.

યુવતી—ખુરશી? ખુરશી એ શું?

યુવક—અહો! કેવી સુગંધિએ આ ઘર ભરી દીધું છે!

યુવતી—મા, તેના હૃદય પાસે બળતી પેલી રાતી વસ્તુ તમે જુઓ છો?

સુધારો—જે સુગંધિએ તમારૂં ઘર ભરી દીધું છે તે સુગંધી આ રાતા ફૂલની છે.

યુવક—તમે તે ફૂલને શું કહો છો?

સુધારો—સોનાના મોહનું એ ગુલાબ છે.

યુવતી—સોનાનો મોહ?

સુધારો—[પોતાની બેગ જમીનપર મૂકે છે અને તે પર બેસે છે] હા, સોનાનો મોહ! એ મોહ પૃથ્વી અને સ્વર્ગ બંનેમાં સામાન્ય છે.

યુવતી—કેવી રીતે?

સુધારો—હું આવ્યો ત્યારે કુદરતે સોનાથી વીજળીના ચમકારને કંજુસ માણસની માફક અંધકારની કોથળીમાં ભરી દીધો એ તમે ન જોયું?

મા—તમારા ફૂલનું કેવું લાંબુ નામ? સોનામોહનું ગુલાબ?

સુધારો—ગુલાબનું લાંબુ નામ છે ખરું, પણ સોનાનો મોહ એથીયે વધારે લાંબો છે.

**યુવતી**—આ તો કવિની જેમ બોલે છે!

**મા**--વેપારી માણસ! આપ ક્યાંથી આવો છો?

**સુધારો**—હું મહાસાગરો અને રાક્ષસી પર્વતોની પેલી મેરથી આવું છું. નૂતન નગરથી આવું છું.

**યુવતી**—નૂતન નગર?

**સુધારો**—હા, નૂતન નગર. શું નૂતન નગર વિષે તમે કદી સાંભળ્યું નથી?

**યુવક**--ના કદી નહિ.

**મા**—નૂતન નગર?

**યુવતી**—ના, કદી નહિં.

**સુધારો**--એ તો અજબ શહેર છે. પણ એ શહેરમાં રહેવા માટે માણસ પાસે ટનના ટન પૈસા હોવા જોઈએ.

**યુવતી**--પૈસા, પૈસા એ શું?

**સુધારો**--એ એવી વસ્તુ છે કે જે વડે અમો ખરીદી કરીએ છીએ.

**યુવક**—પ્રતાપી વેપારી!

**યુવતી**--મા, આ સુગંધ વધારે ફેલાતી જાય છે. મને ભય લાગે છે. ( ચાર ટકોરા થાય છે. )

**મા**--પ્રાર્થનાનો વખત થયો છે.

**સુધારો**—નૂતન નગરમાં અમે પ્રાર્થના નથી કરતા.

**યુવક**--તમારી બેગમાં શું ભર્યું છે?

**સુધારો**—નૂતન નગરમાં નિત્યકર્મ માટે વપરાતી જરૂરી નિર્દોષ ચીજોનો જથ્થો. (બેગમાંથી વ્હીસ્કીનો શીશો કાઢે છે. ) આ જુઓ છો?

યુવક--કેવો સુંદર સુગંધિવાળો પદાર્થ! મને તે ગમે છે...મને તે ગમે છે...

યુવતી—આજ રાતે આકાશ કેવું શ્યામ છે! જાણે મોટું શ્યામ ઝેરી પુષ્પ.

મા--શીશામાં શું ભર્યું છે? કેવો ગંધાતો પીળો પદાર્થ છે!

સુધારો—અમારા નૂતન નગરમાં અમે તેને વ્હીસ્કી કહીએ છીએ.

યુવક—( એ શબ્દનો બહુ પ્રેમ અને હર્ષ સાથે ઉચ્ચાર કરે છે.) વ્હીર...કી! મા, એ કેવો સુંદર શબ્દ છે?

યુવતી—મા, એ રાતું ફૂલ ચિતા જેવું ચળકે છે. મને તો એ તરફ જોતાંએ ડર લાગે છે.

યુવક--મિત્ર, એ નામ ફરી વખત બોલ. મા, એ જાદુગર-મોટો જાદુગર-છે તેમ તમને નથી લાગતું? એ જાદુગર મને ગમે છે...વ્હીર...કી! અરે! એ તો ઉછળતો મહાસાગર છે.

સુધારો—એનાં થોડાં ટીપાંઓમાં વીશ જબરો મહાસાગરને મગજમાં ઊછાળવાની શક્તિ છે.

યુવક—અજબ!

સુધારો--અને બીજી એમાં એવી શક્તિ છે કે તારી વાડીમાં એક જ ઝાડ હોય છતાં તું તેને બદલે દશ ઝાડ જોઈ શકે! એમ આકાશમાં તારા મોટા પ્રભુ કરતાં વધારે ચંદ્રમા ચિતરવાની તેનામાં શક્તિ છે.

યુવક--વાહ, જાદુગર... . તમે તો પ્રભુ કરતાંએ મહાન્ છો !

મા--અરરર ! ઇશ્વરની નિંદા ! પ્રભુ તને માફ કરે !

સુધારો—યુવક મિત્ર, હું તમને અનુભવથી કહું છું કે વ્હીસ્કીમાં એવું સોનેરી જાદુ છે કે પૃથ્વી પોતાના પગ હેઠળથી જાણે ન સરકતી હોય, પોતાના ખભાપર જાણે પાંખો ફુટતી ન હોય, આત્મા એકી સાથે સેંકડો સ્વપ્ન અનુભવતો ન હોય અને મગજપર જાણે અનેક રંગો પુરાતા ન હોય, એમ માણસને લાગી આવે. વ્હીસ્કીમાં સંગીત, ચિત્રકળા, સુગંધ બધું સાથે મળેલું છે. તમે થોડાં ટીપાં લઈ જોશો ?

મા—વેપારી ભાઈ! તમે જતા રહો. મને લાગે છે કે તમે માણસને અવળે માર્ગે ચડાવવા અને તેના આત્માને અસત્યની ભયાનક જાળમાં સપડાવવા બહાર પડયા છો. જાઓ, અમારે ઘર છોડવાનું કહેવું પડયું હોય એવા પહેલા અતિથિ તમે જ છો. જાઓ ! જાઓ ! તમે જુઠા છો.

યુવતી—મા, મા, એ તો મ્હોં મલકાવે છે. એનું હાસ્ય ખંજર જેવું છે. હું એની હાજરીને ધિક્કારું છું. તેને ચાલ્યા જવાનું કહી દો.

મા--બેટા, તું તેને આપણું ઘર જલદી છોડી જવાનું કહે. ( વીજળીના કડાકા થાય છે. )

યુવતી—મારાથી રાતું ગુલાબ, કાળું આકાશ અને તે પડછાયો જોઈ શકાતા નથી ( ઓરડીમાંથી બહાર જાય છે).

મા—બેટા, આવતો રહેઃ પ્રાર્થનાનો વખત થયો છે. વેપારીને ચાલ્યા જવાનું કહે.

યુવક--( વ્હીસ્કી ઢીંચીને ) બુઢ્ઢી, ચાલી જા...મારો મહેમાન તો રહેશે.

સુધારો--તમે મારા માટે બારણું ઉઘાડયું ને હું તમારે ઘેર મહેમાન રુપે આવેલ છું. જ્યાં સુધી કાળું તોફાન બહાર જામેલું છે ત્યાં સુધી હું અહીં રહીશ.

યુવક--( દારૂની લ્હેરમાં ) અહા...અજબ !...વ્હીસ્કી ...વ્હીસ્કી...અરે રાતું ફૂલ મારા રક્તમાં ખીલી રહે છે ...હું તરું છું, મારા મિત્ર રહે...રહે...હું જાણે ઘંટ, આકાશ હોઉં એમ લાગે છે.

( તેને ઘેન ચડે છે. મા રડી પડે છે. )

સુધારો--( પોતાનો ઝભ્ભો ઊતારી નાખીને પરદેશી પેશાકમાં સજ્જ થયેલ મજબુત યુવક તરીકે ખડો રહી ) જુઓ, હું સુધારો છું-નૂતન નગરનો જાદૂગર છું.

મારી પાસે એવી શક્તિ છે કે હું તમારા હાથમાં કાળો સાપ મૂકું અને તે રાતું ગુલાબ છે એમ મનાવું. ( ખડખડાટ હસે છે ) હું સુધારો છું. પ્રખર જાદુગર છું. ડોશી ! તું તારી પોતાની ભાષા ભૂલી જશે અને મારી ભાષા શીખશે. વળી તારી દીકરી ગુલામ તરીકે મારી સેવા કરશે....રેંટિયો અને ખેતીને આ ઘરમાંથી દૂર કરવામાં આવશે; કેમકે તેના દિવસો ભરાઈ ગયા છે. બુઢ્ઢી ! આવ, મારા બુટ સાફ કર. પકવેલ માંસનું ખાણું મારી પાસે મૂક. ( તે વ્હીસ્કીનો પ્યાલો ભરે છે. ) હા, હા, હા, હું તારી દીકરીને મારી સાથે દારૂ પીતાં હમણાં જ શીખવી

દઈશ. ( ડાબલીમાંથી સીગરેટ કાઢે છે અને સળગાવે છે. ) તમે કદી સીગરેટ જોઈ છે? તમે તે આ શુષ્ક પ્રાચીન નગરમાં શું જોયું?....ધર્મ અને બીજું કંઈએ નહિ? અરે, જો ધર્મ દારૂ પીવાનો કે બીડી ફુંકવાનો આનંદ ન જાણતો હોય તો તેને ફાંસીને માંચડે લટકાવો. ( પોતાના મોંમાંથી ધૂમાડાના ગોટે ગોટા કાઢે છે. ) પેલા ધીમે ચાલીને આવતા કાળા સર્પને જુઓ. તેજ સર્પ આ પ્રાચીન નગરના રહેવાસીઓને દંશ દેશે. યુવક કેવો નસકોરાં ઘરડે છે! આ પ્રાચીન નગરનો યુવક ઊંઘે છે અને બહાર તોફાન ચાલે છે ત્યાં સુધી હું આ જગ્યાનો માલિક છું. વાહ, વાહ! ( તે વ્હીસ્કીનો બીજો પ્યાલો ભરે છે. ) બુદ્ધિ! આ તારા માનમાં!

[ કલ્પાંત, મંદિરના ઘંટા, અને વીજળીના કડાકાના અવાજો વચ્ચે ધીરેથી પડદો પડે છે. ]

## પ્રવેશ બીજો.

### સ્વપ્નભ્રાંતિના રાજમહેલમાં

( અર્ધમિશ્ર નગરે બાંધેલ સ્વપ્નભ્રાંતિના રાજમહેલમાં–યુવકના સ્વપ્નઉંડાણમાં. રાજમહેલની દિવાલો, ખોપરી અને હાડકાંથી શણગારવામાં આવી છે. એક ખુણે પીઆનો પડયો છે. બીજે ખુણે યુવકની પથારી પાસે નાનકડા નીચા મેજ ઉપર ગ્રામોફોન રેકોર્ડનો ઢગલો દેખાયા કરે છે. યુવકના માથા પાસે વીજળીનો પંખો પડયો છે. બે ભાઇઓ, નિદ્રા લેતા યુવકને પંખો ઢાળતા બેઠા છે. દિવાલ પાસે એક ટેબલ પડયું છે અને તેનાપર થાળી, પ્યાલા, રકાબી, ચમચા અને છરી કાંટા ગોઠવવામાં આવ્યા છે. )

**વડો વજીર**—એ તો મરેલાંની ઊંઘ લે છે.

**બહીરકી**—શું તમારો કહેવાનો એ અર્થ છે કે આ જાગૃતિની સ્થિતિમાં ઝડપાએલો માણસ છે?

**વડો વજીર**—મૃત્યુની હાલતમાં પડેલો માણસ એમ હું કહું છું.

**વિદ્યાબ્હેન** (હાલની કેળવણી)—આ તો શબ્દાર્થ ફેર શોધવાનો જમાનો છે...(તે મૃદુ હાસ્ય કરે છે) અરે, આ યુવક તો નસકોરાં ઘરડે છે ! છાતીમાં ફેફસાંને સ્થાને તેને પાણીનો નળ જાણે કેમ ન હોય !

**વડો વજીર**—અર્ધમિશ્ર નગરના રાજવીનો રાજમુગટ તેના પર પંહેરાવીશું. આ નગરની વસ્તી માટે નતિક અને સમાજ શિષ્ટાચારના કાયદા એ ઘડશે. કુમારી વિદ્યાબ્હેન, કોઈ સાહિત્યવિરલ સુંદર ગાયન પીઆના સાથે કૃપા કરી ગાશો ? સંગીતના સુંદર સરોદથી આપણા મહારાજા કદાચ જાગૃત થાય.

**વિદ્યાબ્હેન**—(હોઠ ફફડાવીને) મારી આંગળીઓ ચાલતી નથી. તે થાકી ગઈ છે.

**વડો વજીર**—એવું બ્હાનું ભાગ્યે જ કાઢી શકાય. આપણો યુવાન રાજા દરેક જણ પોતપોતાની ફરજ બજાવે એ જોવા અપેક્ષા રાખે છે...

**વિદ્યાબ્હેન**—તમે કહો છો કે તેની ફરજ તેણે... (તે પીઆના પાસે જઈ પાંચે આંગળીના પરિશ્રમથી ગાયન છેડે છે.)

**વડો વજીર**—અહો ! કેવું મનોહર સંગીત ! (યુવક જરા હલે છે ને ફરી ઊંઘમાં પડે છે ) એ તો તેના કાન પર જાદુઈ અસર કરે છે !

**વિદ્યાબ્હેન**—એ તો અત્યંત અલ્પ સમયનું પુનર્જીવન હતું...

**બ્હીરફી**—આનો અર્થ એ છે કે આપણા યુવરાજ સંગીતના શોખીન છે.

**અધઃપતન**—અને એ શબ્દગૌરવપૂર્ણ સૂર એમને પ્રિય છે.

**વડો વજીર**—કુમારી વિદ્યાબ્હેન, આપણા યુવરાજ માટે બાદશાહી નાસ્તો તૈયાર કરવાની કૃપા કરશો ?

**વિદ્યાબ્હેન**—પણ કોઠારમાં કશુંએ ક્યાં છે ? દરેક સામગ્રી ખૂટી ગઈ છે. કબાટમાં પડેલી રોટલીનો છેલ્લો ટુકડો પણ ઉંદરોએ કરડી ખાધો છે.

**વડો વજીર**—શું ? કોઠારમાં કશુંએ નથી ? તો પછી તમારે બજારે માલ ખરીદવા જવું જ પડશે. તમારા પગ થાકી ગયા છે તેમ મને કહેતા નહિ કેમકે તે સાંભળવા હું ઇચ્છતો નથી. વળી પગ થાકી ગયા હોય તો પણ તે બ્હાનું ચાલી શકશે નહિ, કેમકે કંદોઇ, ખાટકી, શરાબના વેપારી એ બધાંની દુકાનો રાજમહેલ પાસે જ આ રહી.

**વિદ્યાબ્હેન**—હા એ તો સાચું પણ પૈસા ક્યાં ?

**વડો વજીર**—શું તમે એમ કહો છો કે તીજોરીમાં કાંઈ નથી ? ને રૂપાનો છેલ્લો સિક્કો પણ ઉંદરો કરડી ગયા છે ? વારૂ, જો એમજ હોય, તો પછી તમારે આપણા પડોશી મિત્રની શાહુકાર સાસુ પાસેથી થોડા પૈસા ઊછીના લેવા પડશે...

**વિદ્યાબ્હેન**—શું ફરી ઉધાર લેવાનું? રાજમહેલ બંધાયો ત્યારથી તે આજસુધી ઉધાર, ઉધાર અને ઉધાર લીધા કરીએ છીએ તેનું શું?

**વડો વજીર**—તેમ કર્યા વગર છુટકો જ નથી. આ અર્ધમિશ્ર નગરમાં સંભાવિત મોભો જાળવવા માટે આપણને ખૂબ પૈસાની જરૂર છે. 'ભીખ માગો, ઉછીના લો કે ચોરી કરો.' એ આ જમાનામાંના પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોનો સિદ્ધાંત છે. (વિદ્યાબ્હેન મ્હોં ચડાવી ઓરડા બહાર જાય છે.)

**પહેલો ભાઈ**—હમણાં જ સૂર્યોદય થશે.

**વડો વજીર**—ચાલો, હવે ગ્રામોફોન લઈએ. કૃપા કરી કાંઈક સરસ ચીજ લગાવો. (પહેલો ભાઈ રેકોર્ડ ચડાવે છે. હેરી લોડરે લલકારેલું એ મશહુર હાસ્યગીત છે.)

**યુવક**—(બગાસાં ખાય છે, હલે છે અને ધીમે ધીમે જાગી ઊઠે છે.) તમે આટલા બધા કેમ હસી રહ્યા છો?... અહો, હું અહીં છું! એ...મ, ઠીક? હું સમજ્યો. (તે પોતાની આંખો ચોળે છે અને દિગ્મૂઢ થઈ બેસે છે)

**વડો વજીર**—આપણા શહેરના મહારાજાને નમન કરો.

**બે ભાઈઓ**—આ સુંદર રાજમહેલના નરેશ ઘણું જીવો!

**યુવક**—મા, ઓ મા...

**વડો વજીર**—નામદાર શાંતિ પકડો! માને બોલાવવી એ ગુન્હો છે.

**વિદ્યાબ્હેન**—એ તો અત્યંત અલ્પ સમયનું પુનર્જીવન હતું...

**વ્હીસ્કી**—આનો અર્થ એ છે કે આપણા યુવરાજ સંગીતના શોખીન છે.

**અધઃપતન**—અને એ શબ્દગૌરવપૂર્ણ સૂર એમને પ્રિય છે.

**વડો વજીર**—કુમારી વિદ્યાબ્હેન, આપણા યુવરાજ માટે બાદશાહી નાસ્તો તૈયાર કરવાની કૃપા કરશો ?

**વિદ્યાબ્હેન**—પણ કોઠારમાં કશુંએ ક્યાં છે ? દરેક સામગ્રી ખૂટી ગઈ છે. કબાટમાં પડેલી રોટલીનો છેલ્લો ટુકડો પણ ઉંદરોએ કરડી ખાધો છે.

**વડો વજીર**—શું ? કોઠારમાં કશુંએ નથી ? તો પછી તમારે બજારે માલ ખરીદવા જવું જ પડશે. તમારા પગ થાકી ગયા છે તેમ મને કહેતા નહિ કેમકે તે સાંભળવા હું ઇચ્છતો નથી. વળી પગ થાકી ગયા હોય તો પણ તે બ્હાનું ચાલી શકશે નહિ, કેમકે કંદોઇ, ખાટકી, શરાબના વેપારી એ બધાંની દુકાનો રાજમહેલ પાસે જ આ રહી.

**વિદ્યાબ્હેન**—હા એ તો સાચું પણ પૈસા ક્યાં ?

**વડો વજીર**—શું તમે એમ કહો છો કે તીજોરીમાં કાંઈ નથી ? ને રૂપાનો છેલ્લો સિક્કો પણ ઉંદરો કરડી ગયા છે ? વારૂ, જો એમજ હોય, તો પછી તમારે આપણા પડોશી મિત્રની શાહુકાર સાસુ પાસેથી થોડા પૈસા ઊછીના લેવા પડશે...

**વિદ્યાબ્હેન**—શું ફરી ઉધાર લેવાનું? રાજમહેલ બંધાયો ત્યારથી તે આજસુધી ઉધાર, ઉધાર અને ઉધાર લીધા કરીએ છીએ તેનું શું?

**વડો વજીર**—તેમ કર્યા વગર છુટકો જ નથી. આ અર્ધમિશ્ર નગરમાં સંભાવિત મોભો જાળવવા માટે આપણને ખૂબ પૈસાની જરૂર છે. 'ભીખ માગો, ઉછીના લો કે ચોરી કરો.' એ આ જમાનામાંના પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોનો સિદ્ધાંત છે. (વિદ્યાબ્હેન મ્હોં ચડાવી ઓરડા બહાર જાય છે.)

**પહેલો ભાઈ**—હમણાં જ સૂર્યોદય થશે.

**વડો વજીર**—ચાલો, હવે ગ્રામોફોન લઇએ. કૃપા કરી કાંઇક સરસ ચીજ લગાવો. (પહેલો ભાઇ રેકોર્ડ ચડાવે છે. હેરી લોડરે લલકારેલું એ મશહુર હાસ્યગીત છે.)

**યુવક**—(બગાસાં ખાય છે, હલે છે અને ધીમે ધીમે જાગી ઊઠે છે.) તમે આટલા બધા કેમ હસી રહ્યા છો?... અહો, હું અહીં છું! એ...મ, ઠીક? હું સમજ્યો. (તે પોતાની આંખો ચોળે છે અને દિગ્મૂઢ થઈ બેસે છે)

**વડો વજીર**—આપણા શહેરના મહારાજાને નમન કરો.

**બે ભાઇઓ**—આ સુંદર રાજમહેલના નરેશ ઘણું જીવો!

**યુવક**—મા, ઓ મા...

**વડો વજીર**—નામદાર શાંતિ પકડો! માને બોલાવવી એ ગુન્હો છે.

**યુવક**—ઠીક, ત્યારે તો આ સ્વપ્ન લાગે છે...

**વડો વજીર**—નામદાર, અલબત નહીં જ; આ તો મહાન જાગૃતિ છે.

**યુવક**—(આશ્ચર્યથી ચોતરફ નજર કરી) હું કયાં છું ?

**વડો વજીર**—આ અર્ધમિશ્ર નગરમાં.

**ભાઇઓ**—સ્વપ્નભ્રાંતિના રાજમહેલમાં.

**યુવક**—( કંપતા કંપતા ) અરે ! આ તો ખોપરી ને હાડકાં ! ખોપરી ને હાડકાં...

**વડો વજીર**—મારા નામદાર, જરાએ ડરશો નહિ. એ બધી વસ્તુઓ સાથે આપની આંખો તુરતમાં જ ટેવાઇ જશે; અને પછી તો આપને અનુભવ થશે કે એ તો શિલ્પકળાની શોભાનાં તાદૃશ્ય ચિત્રો છે.

**યુવક**—( પોતે નવા પોશાકમાં છે એમ એકાએક જાણી જતાં ) અહો ! કેવો અક્કડ પોશાક !

**વડો વજીર**—નામદાર, એને આપણે 'સુટ'ના નામથી ઓળખીએ છીએ.

**યુવક**—( પોતાના 'કોલર' અને 'ટાઇ' ને હાથ લગાડીને ) અરે, અરે ! મારૂં ગળું દબાઇ ગયું ! હું ગુંગળાઇ ગયો...

**વડો વજીર**—એ તો 'ટાઇ' અને 'કોલર'ના નામથી ઓળખાય છે.

**યુવક**—મેં શું પાપ કર્યું કે આ......?

**વડો વજીર**—એ પાપની શિક્ષાને બદલે સદ્ગુણનો બદલો છે, યુવરાજ ! હવે તો આપ બહુ ફેશનદાર દેખાઓ છો.

યુવક—ફેશનદાર ? એ તો લાંબો શબ્દ !

વડો વજીર—અમારા શબ્દકોષમાં એથીયે લાંબા શબ્દો છે.

યુવક—અરે ઈશ્વર ! મારાથી શ્વાસ લઈ શકાતો નથી !

વડો વજીર—ચૂપ, નામદાર, ચૂપ ! આ મહેલમાં એ નામ રખે બોલતા ! એ જંગલી નામ છે અને તેનો ઉચ્ચારનાર જંગલી બને છે !

યુવક—ઠીક, હવે સમજ્યો. મેં પોશાક ફેરવ્યો એટલે હવે મારો શબ્દકોષ પણ ફેરવવાનો છે.

વડો વજીર—કદી જો કોઈ મહાન આશરો લેવાની જરૂર પડે-પણ આ શહેરમાં એવી સ્થિતિ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે-તો અમે એક, જેનું નામ God (ગૉડ) છે, તેને યાદ કરીએ છીએ. પણ આજે તો તેનો ઉપયોગ ઓછો થતો જાય છે. વસ્તુતઃ તેનું સ્મરણ હવે તો વપરાશમાંયે નથી રહ્યું.

યુવક—આપ કોણ છો એ હું જાણી શકું ?

વડો વજીર—હું વડો વજીર છું.

યુવક—અને આપ શું કામ કરો છો ?

વડો વજીર—એક પ્રચારક છું.

યુવક—શાના પ્રચારક ?

વડો વજીર—આ અર્ધમિશ્ર નગરનાં રહેવાશીઓને સ્વર્ગપ્રાપ્તિ કરાવનાર એક જ ધર્મ શિખવવાનું મારૂં કામ છે.

યુવક—અને તે ન શીખે તેઓની શું સ્થિતિ થાય છે ?

**વડો વજીર**—તેઓને સ્વર્ગની બહાર રહેવું પડે છે.

(વિદ્યાબ્હેન પ્રવેશ કરે છે. તે ટેબલ પાસે જઈ થાળીમાં નાસ્તો પીરસવાની તૈયારી કરે છે.)

**યુવક**—આ વિચિત્ર સ્થળ છે! હું કોણ છું?

**વડો વજીર**—આપ આ નગરના-આ મહેલના માલિક છો.

**યુવક**—અર્ધમિશ્ર નગરમાં, હાડકાં અને ખોપરી, અને હાડકાંના મહેલમાં...હું રાજા છું!

(કપડાંથી વીંટાળેલ થાળ લઈ ઉનાળાની સફેદ ગોળ ટોપી સાથે **દરબારી** દાખલ થાય છે)

**દરબારી**—નામદાર! આ રાજમુગટ પહેરવા કૃપા કરો. (તે તેને ઉઘાડે છે.)

**યુવક**—આ મારો રાજમુગટ? અરે ઈશ્વર...! હું ભૂલ્યો, અરે 'ગૉડ'! આ તે કેવી નગ્ન વસ્તુ? અરે! પણ જો મારે આ સ્થળના રાજા થવું હોય તો તે મારે પહેરવો પડશે એમ હું ધારૂં છું. (તે તેને ઉંધી રીતે મૂકે છે)

**બે ભાઈઓ**—રાજાધિરાજ, આપે એ તાજ અવળી રીતે મુકયો છે...

**દરબારી**—આપે એ અવળી રીતે ઓઢયો છે.

**યુવક**—(ગુસ્સે થઈ) હું પસંદ કરૂં તો અવળી રીત એ પણ સવળી રીત છે. એ વાત લક્ષમાં રાખો કે હું તમારો રાજા છું...(વીજળીનો પંખો તેની નજરે ચઢે છે) આપણી પાસે અહીં શું છે? હું સાફ કહું છું કે ચરખાની એ નવી આકૃતિ છે.

**વડો વજીર**—ચૂપ, મહારાજ, ચૂપ...એ શબ્દને મુખમાંથી બહાર નહિ કાઢતા. એ શબ્દ અસભ્ય છે અને તેનો ઉચ્ચાર કરનાર માણસ આ નગરના ફેશનદાર લોકોની દ્રષ્ટિએ ચોખ્ખો ગામડિયો જ ગણાય છે.

**યુવક**—ચોખ્ખો ગામડિયો...નવો શબ્દ !...વડા વજીર શું સૂર્ય ચડયો છે ?

**વડો વજીર**—ખરેખર, નામદાર અત્યારે સાડા દશ થઇ ગયા છે.

**યુવક**—(અર્ધમિશ્ર નગરના દરેક દષ્ટિબિંદુથી ટેવાઇ જઈ હવે ખરેખરા રાજા તરીકે ઊભો રહે છે.)

હા, સાડા દશ...પુરા સાડા દશ. શું ?

(વિદ્યાબ્હેન હસી પડે છે.)

**યુવક**—આવું અસભ્ય હાસ્ય કરનાર કોણ ?

**વિદ્યાબ્હેન**—(આગળ આવી નમન કરે છે.) મારૂં નામ કુમારી વિદ્યાબ્હેન છે.

**યુવક**—તમે કેવાં વિચિત્રરૂપવાળાં સ્ત્રી છો...!

**વિદ્યાબ્હેન**—'બાનુ' કહો, નામદાર. સ્ત્રી અને બાનુ વચ્ચે ફેર છે.

**યુવક**—અલબત્ત,...

**વિદ્યાબ્હેન**—'સ્ત્રી' શબ્દ, કાળી ચામડીવાળી દેશી સ્ત્રી સૂચવે છે.

**યુવક**—દેશી ? મારા માનવા પ્રમાણે તમે શબ્દને નવો જ અર્થ આપો છો. પણ માફ કરજો, તમારી ચામડી તો સ્પષ્ટ રીતે કાળી જ છે.

વિદ્યાબ્હેન—નામદાર, હું માનુ છું કે આપની આંખોને ઉથલાવી તપાસ કરાવવાની જરુર છે. શું આપ મારી ચામડીમાં ધોળાશ નથી જોઈ શકતા ?

યુવક—હા, ખરું, તમારી ચામડીમાં ધોળાશ તો છે જ. ઓ ઇશ્વર...અરે ભૂલ્યો, 'ગૉડ' ! પણ તમે ચોપડયું છે શું ? તમારા હાથ અને મુખ તો ધોળાં ચાઠાંથી ખરડાયેલાં છે ?

વિદ્યાબ્હેન—અમે તેને પાઉડર કહીએ છીએ. એ આજની ફેશન છે.

યુવક—એક વખત તમે સ્ત્રી હતાં; હવે બાનુ કેવી રીતે બન્યાં ?

વિદ્યાબ્હેન—ગહન વિકાસવાદના પ્રયોગદ્વારા.

યુવક—વિકાસવાદનો પ્રયોગ ?...ઓ મીઠી યુવતી ! મને કહે તો ખરી કે શું હું ઊંઘમાં છું ?

વિદ્યાબ્હેન—ઊંઘ વળી કેવી ! આપ તો આપના જીવનમાં આજે સર્વથી વિશેષ જાગૃત અવસ્થામાં છો!

યુવક—હું જાગૃત છું એનો શો પુરાવો ?

વિદ્યાબ્હેન—આપની આંગળી પર મને બચકું ભરવા દો.

યુવક—(સ્વપ્નવત્ સ્થિતિમાં પોતાનો હાથ લાંબો કરી) અહો, તમારામાં તો કંઈ લોહચુંબકતા છે. વ્હાલી બાનુ, મારી આંગળીપર બચકું ભર. ખુશીથી બચકું ભર. (વિદ્યાબ્હેન તેની આંગળીપર બચકું ભરે છે. યુવક કશો

અવાજ કરતો નથી; પણ બચકું ભરી રહે છે તેવો જ તે ચીસ પાડી ઊઠે છે.) અરરર! અરરર! તમે બચકું ભરતા હતા ત્યારે તો મને પીડા થતી નહોતી. પરંતુ બચકું ભર્યા પછી મને બહુ પીડા થાય છે (વિદ્યાબહેન મોટેથી હસીને ટેબલ પાસે જાય છે)

યુવક—હું ખરેખર જાણું છું...(પહેલા ભાઈ તરફ જોઈ) તમારી આકૃતિને પિછાનું છું. તમારૂં નામ શું?

વ્હીસ્કી—નામદાર, મારૂં નામ વ્હીસ્કી.

યુવક—અને તમારૂં?

અધઃપતન—મારૂં નામ અધઃપતન, કૃપાનિધાન!

યુવક—મને ખબર છે કે તમે બે ભાઇઓ છો. (વ્હીસ્કી તરફ જોઈ) મારા મિત્ર! અગાઉ કયાંક મેં તમને જોયા છે. પણ તમારા ભાઈને મેં આજે પહેલી જ વાર જોયા.

અધઃપતન—પણ નામદાર! છેલ્લી વાર નહિ. જ્યાંસુધી આ અર્ધમિશ્ર નગરમાં રાજમહેલ ઊભો છે અને આપના શિર ઉપર રાજમુગટ પ્રકાશે છે ત્યાં સુધી અમે બન્ને ભાઇઓએ આપની આજ્ઞા મસ્તકપર ચઢાવી વફાદાર સેવા કરવાની પ્રતિજ્ઞા લીધી છે.

યુવક—વડા વજીર! આપનું નામ શું?

વડા વજીર—હું એક વખત રામસ્વામીના નામથી ઓળખાતો, પણ ક્રમે ક્રમે વિકાસદ્વારા મારા નામમાં ક્રાંતિ થતી ચાલી. એટલે રામસ્વામીનું રામસે થયું. એ જ પ્રમાણે સ્ત્રી બાનુ બને છે અને માણસ સદ્‌ગૃહસ્થ બને છે.

( વિદ્યાબ્હેન નાસ્તો લાવે છે )

**વિદ્યાબ્હેન**—આપણા નરેન્દ્ર માટે આ થોડો નાસ્તો છે.

**યુવક**—અરે પ્રભુ! પણ મેં હજુ દાંત સાફ નથી કર્યા અને મોઢુંએ નથી ધોયું.

**વિદ્યાબ્હેન**—પાણીનો જરા કોગળો ચાલશે. અમારા નગરમાં અમને દાંત સાફ કરવાની જરૂર નથી રહેતી.

**યુવક**—શું કહો છો યુવતી?

**વિદ્યાબ્હેન**—હું એમ કહું છું કે અમે વખતોવખત અમારા દાંત બદલાવી શકીએ છીએ.

**યુવક**—દાંત બદલાવો છો?

**વિદ્યાબ્હેન**—હાજી. બનાવટી દાંત વિષે આપે શું કદી નથી સાંભળ્યું? એ તો અજબ ફેશનદાર ગણાય છે.

**યુવક**—અજબ ફેશનદાર! ઠીક, હું સમજી ગયો. (એક દરબારી પાણીનું તપેલું મૂકે છે. યુવક જરાતરા મોઢું અને ચહેરો સાફ કરે છે.) વારૂ, જો મારે આ **અર્ધમિશ્ર નગરના** નરેશ થવાનું હોય, તો હું ધારૂં છું કે મારે આ બધી નવી રીતોથી ટેવાઈ જવું પડશે. (ત્યાં તો તે થાળપર વર્તમાનપત્ર દેખે છે.) મારે આનું શું કરવાનું છે વળી?

**વિદ્યાબ્હેન**—નાસ્તો લેતાં લેતાં એ આપે વાંચવું જોઇએ.

**યુવક**—એ શું કહે છે?

વડો વજીર—દુનિયામાં શું ચાલી રહ્યું છે એ વિષેની બધી વાત તે કહે છે. વળી તે આપણને ખૂન, છુટાછેડા અને જન્મતિથિની માનચાંદની લ્હાણી વિષે સમાચારો આપે છે.

યુવક—( પત્રને ઉપાડી ) તમે આને શું કહો છો ?

વિદ્યાબ્હેન—વર્તમાનપત્ર.

યુવક—અહીં રહેનારનું કેવું કઢંગું જીવન ? ખોપરી અને અસ્થિ, બનાવટી દાંત અને વર્તમાનપત્રો, અને...

વિદ્યાબ્હેન—કૃપા કરી હવે નાસ્તાને જરા ન્યાય આપો. થોડાં ઇંડાં લો. થોડું કુક્કરનું માંસ લો.

યુવક—( ઇંડાં અને માંસ તરફ નજર કરતાં તેના ચ્હેરા ઉપર કાંઈ વિલક્ષણ ભાવ તરવરે છે ) આવાં વિચિત્ર શાક મેં કદી ખાધાં નથી.

વડો વજીર—ભારે સ્વાદિષ્ટ છે. હું આપને ખાત્રી આપું છું.

યુવક—( ખાય છે. ) મઝેદાર !

વડો વજીર—( ગાયનું માંસ જરા પીરસી ) આનો ટેસ કરી જુઓ.

યુવક—અહા ! કેવો સુંદર સ્વાદ !

વડો વજીર—નવા સંપ્રદાયવાળા અમે લોકો અર્ધ-મિશ્રનગરમાં આવું ભોજન કરીએ છીએ, મહારાજ !

યુવક—આવાં મિષ્ટ શાક ખાવાનું શિક્ષણ આપનાર તમારો પંથ કેવો મનોહર હોવો જોઇએ ! લોકોને તમારા

પંથમાં ભળવાનું શી રીતે સમજાવી શકાય ?

વડો વજીર—તે તો તદ્દન સહેલું છે. અમારા ટોળામાં...

યુવક—તમારું ટોળું ? તમે ઘેટાંની વાત કરો છો ?

વડો વજીર—જે અમારા પંથમાં જોડાય છે...તે તમારી અને મારી માફક પોષાક પહેરતો હોય, યા સંપ્રદાય આપનાર ધર્મગુરુની ભાષા એટલે કે અંગ્રેજી ભાષા-બોલવા કોશિશ કરતો હોય એ આ સંપ્રદાયનો માણસ છે, એમ આપ ઝપાટાબંધ કહી શકો.

યુવક—ખરેખર ?

વડો વજીર—વળી તેણે પ્રતિષ્ઠિત નામ ધારણ કરવું જોઇએ. દાખલા તરીકે જ્હોન, ટોમસ અથવા વીરભદ્ર, કૃષ્ણસ્વામી કે એવું નામ હતું તેમ કહેતાંએ શરમ લાગવી જોઇએ. પુરાતન નગરની વીણાનો તેણે તિરસ્કાર કરવો જોઈએ, અને પિયાનાને આદર્શ ગણવો જોઇએ. અને છેલ્લું-જો કે ઉપયોગીતાની દૃષ્ટિએ તે ઓછું નથી-એ કે તેણે ખૂબ દારુ ઢીંચવો જોઈએ અને પેગંબરના જન્મદિવસે એટલો દારુ ઢીંચવો જોઈએ કે જન્મદિવસ હોવાનું તે ભૂલી જાય.

યુવક—કેવો વિચિત્ર ધર્મ ! આપના પેગમ્બરનું નામ શું ?

વડો વજીર—ઇશુ ખ્રિસ્ત.

યુવક—ત્યારે શું આટલો બધો વખત તમે ઇશુ ખ્રિસ્ત વિષે વાતો કરતા હતા ? શરમ હજો ! તમે તેનો

ધર્મ સાચી રીતે સમજ્યા જ નથી. અન્ય દરેક ધર્માત્મા-ની માફક એમણે પણ જીવનમાં સત્ય અને સૌંદર્ય વિષે હરહંમેશ બોધ આપ્યા કર્યો છે. યાદ રાખજો કે જેટલી જેટલી વાર તમે દારૂ પીઓ છો અને જુઠું જીવન ગાળો છો તેટલી તેટલીવાર તમે તમારા પેગમ્બરના કપાળપર કાળી ટીલી ચહોંટાડો છો.

**વિદ્યાબ્હેન**—એમનામાં ફરી જૂના સંસ્કારો જાગૃત થતા લાગે છે. તેને ઠેકાણે લાવવા માટે ચાલો એકાદ પ્યાલી પીવરાવી દઇએ. ( શરાબની પ્યાલી ધરે છે. )

**યુવક**—( પી જાય છે. ) ઓ વડા વજીર ! મને આપનો એક ચેલો બનાવો, ( વર્તમાન પત્ર વાંચવા કોશિશ કરે છે. વિદ્યાબ્હેન થાળ ઉપાડી જાય છે ) જન્મ-દિનની માનચાંદની લ્હાણી શું છે ?

**વડો વજીર**—આપણા અર્ધમિશ્રનગરની એક વ્યક્તિ છે. નામદાર, આપનો પરિચય કરાવવા માટે શહેરના જુદા જુદા પ્રતિનિધિઓનું મંડળ આજે મેં બોલાવ્યું છે.

**યુવક**—એ કામ ભારે સરસ કર્યું ! ( દ્વારપાળ પ્રવેશ કરે છે. )

**દ્વારપાળ**—મહારાજાધિરાજ, દરવાજે સરઘસ વાટ જોઈ રહ્યું છે અને પ્રવેશ કરવાની રજા માગે છે.

**યુવક**—અંદર બોલાવ.

( બ્હાર મૃદંગ અને અર્ધતુટચાં 'બેન્ડ'નો અવાજ ચાલી રહ્યો છે. પહેલો પુરુષ અર્ધ શરીરે કોટ અને અર્ધ શરીરે ધોતિયું પહેરી પ્રવેશ કરે છે. )

**પહેલો પુરુષ**—મહારાજાની જય હો,

**યુવક**—એ તો પૌરાણિક ચિત્ર ! જાણે આધુનિક નરસિંહ ! તમારા જેવા માણસથી હું ટેવાયલો નથી. કોટ અને ધોતલી એ અયુક્ત જોડલું છે પણ અર્ધમિશ્રનગરમાં આવાં લગ્નો સ્પષ્ટ રીતે કાયદેસર છે.

( તે ચાલ્યો જાય છે...ખાદીના સંપૂર્ણ સુટમાં બીજો પુરુષ પ્રવેશ કરે છે )

**બીજો પુરુષ**—મહારાજાને નમન કરૂં છું.

**યુવક**—એ ભારે આત્મજ્ઞાની માણસ લાગે છે.

**વડો વજીર**—નામદાર, એ તો પહેલા પુરુષના સુધારારૂપ છે.

**યુવક**—તમે આટલા આત્મજ્ઞાની શામાટે ?

**બીજો પુરુષ**—મહારાજ ! હું હાથે કાંતેલા અને વણેલા વસ્ત્રથી સજ્જ છું.

**યુવક**—જો તમારે સુટ જ કરાવવો છે તો ખાદી પહેરવાની શી જરૂર છે ?

( બીજો પુરુષ જાય છે અને ત્રીજો પુરુષ પ્રવેશ કરે છે. નૂતન નગરનાં કપડાંમાંથી બનાવેલ સુટ તેણે પહેર્યો છે.)

**ત્રીજો પુરુષ**—ગુડ મોર્નિંગ સર, તમારી મુલાકાતથી મને આનંદ થાય છે.

( યુવક જોડે હાથ મીલાવવા તે પોતાનો હાથ લાંબો કરે છે. )

**યુવક**—( નિશ્ચેષ્ટ રીતે ) મારે તમારા હાથનું શું કરવું ?

વડો વજીર—તે સાથે હાથ મેળવો, નામદાર.

યુવક—શા માટે ?

વડો વજીર—અહીંયા મેળાપની એ ફેશનદાર રીતછે.

યુવક–( તેનો હાથ મિલાવે છે. )

વડો વજીર--તમારો હાથ મિલાવતાં મને આનંદ થાય છે. કહો કે તમોને મળતાં મને ખુશાલી ઉપજે છે.

યુવક—તમોને મળતાં મને ખુશાલી ઉપજે છે.

ત્રીજો પુરુષ—( સીગારેટ ધરી ) સીગારેટ લેશો ?

યુવક—વડા વજીર, મારે શું કહેવું ?

વડો વજીર-કહો કે 'થેંક યુ" અને એક સીગારેટ લો..

યુવક—થેંક યુ અને એક સીગારેટ લો...ભાઇ તમે શું છો ?

ત્રીજો પુરુષ—હું બી. એ. છું.

યુવક—બી. એ. એટલે શું ?

ત્રીજો પુરુષ—યુનિવર્સિટિમાંથી અમોને મળતી એ એક પદવી છે.

યુવક—યુનિવર્સિટિ એટલે ?

ત્રીજો પુરુષ—ગુડ મોર્નિંગ, હું ફરીથી આવીશ. ( તે ચાલ્યો જાય છે. )

( ઢંગધડા વગર બનાવવામાં આવેલ સંપૂર્ણ સૂટ પહેરીને માથાપર જબરી પાઘડી ઘાલી એક કદાવર માણસ અંદર આવે છે...તેણે કાનમાં હીરાજડિત કોકરવા પહેર્યા છે અને રંગીન લાસ્કુટ ચઢાવ્યું છે. )

**ચોથો પુરુષ**--ભૂમિમાંથી પુષ્પોને ખીલવનાર, આકાશમાં તારાઓ અને મેઘોમાં ઈંદ્ર ધનુષ્ય પ્રગટાવનાર એવો જેનો ચરણસ્પર્શ છે એવા લોક પ્રતિપાળનો વિજય હો.

**યુવક**—આ તો ગાંડા જેવો લાગે છે. અને ગાંડું ગાંડું બોલે છે. તે કોણ છે ?

**વડો વજીર**—ચૂપ, નામદાર, અર્ધમિશ્રનગરનો આ નામાંકિત નર છે, એનું નામ " બર્થડે ઓનર્સ " છે.

**યુવક**—ગુડ મોર્નિંગ, મી૦ બર્થડે ઓનર્સ !

**ચોથો પુરુષ**—ગુડમોર્નિંગ નામદાર. હું દિવાનબહાદુર છું. નૂતન નગરમાંથી જન્મદિનનો તે ઇલ્કાબ મને મળ્યો છે.

**યુવક**—તમો એ કેવી રીતે મેળવી શક્યા ?

**ચોથો પુરુષ**—નામદાર. જ્યારે મારું પોતાનું નગર ભુખે મરતું હતું ત્યારે મેં નૂતન નગરમાં પૈસાની થેલીઓ ઉપર થેલીઓ મોકલી હતી...અને એ ઉદાર ભેટોના બદલામાં મને આ ઇલ્કાબ મળ્યો, સમજ્યા ?

**યુવક**--તમે ગાંડા છો એવું મેં ધારેલું, અને એમાં હું બહુ ખોટો નથી પડયો.

**ચોથો પુરુષ**--અમારાં હૃદયનો અંધકાર ટાળી જ્યોત પ્રગટાવનાર દીવા જેવા જેનાં નેત્રો છે, શાશ્વત રાજછત્રના ભાવિથી ચમકતું જેનું કપાળ છે, એવા ઓ ભૂપાળ ! આપને અમારા નમ્ર પ્રણામ છે, વિનયી વંદન છે. ( તે પ્રણામ કરે છે અને જાય છે. )

**યુવક**--એ તો માખણિયો લાગે છે.

( બે ભાઇઓ ઝઘડો કરતા દાખલ થાય છે )

**પહેલો ભાઇ**—હું તને કહું છું કે મેં ગઇકાલે ઇશ્વરને જોયો.

**બીજો ભાઈ**--અને મેં પણ ઇશ્વરને જોયો.

**પહેલો ભાઈ**—તેની જમણી આંખ ખાડી હતી.

**બીજો ભાઈ**—તેની ડાબી આંખ કાળી હતી.

**પહેલો ભાઇ**—હું કહું છું કે ઇશ્વરને દાઢી હતી. એ એટલી લાંબી હતી કે જગતના ચળકતા વાંક પાછળ પવનમાં હીંચકા ખાતી હતી.

**બીજો ભાઈ**—હું કહું છું કે એને દાઢી હતી જ નહિ. એ તો સફાચટ ચહેરાવાળો યુવાન પ્રભુ છે. વળી સૂર્યાસ્તની કિનારી પર પ્રકાશતી તેના અસ્ત્રાની ધાર પણ મેં જોઈ હતી.

**પહેલો ભાઇ**—હું કહું છું કે તારો પ્રભુ મૂર્ખ છે.

**બીજો ભાઇ**—ના, ના, તારો પ્રભુ મૂર્ખ છે.

**પહેલો ભાઈ**—મારો પ્રભુ એક જ સાચો છે.

**બીજો ભાઈ**—ના, મારો પ્રભુ સાચો છે.

**પહેલો ભાઇ**—તું વાદવિવાદ કરવો છોડીશ કે નહિ?

**બીજો ભાઈ**—તું છોડી દઇશ કે નહિ?

**પહેલો ભાઇ**—( લપાટ લગાવી દઈ ) તું બાયલો છે.

**બીજો ભાઈ**—તું કુતરો છે.

**પહેલો ભાઇ**—કોનો પ્રભુ સાચો છે એ આપણે જોઈશું...ચાલ મેજીસ્ટ્રેટની કોર્ટમાં.

**બીજો ભાઇ**—હા, ચાલ... ( ચાલ્યા જાય છે. )

**યુવક**—તેઓ શા માટે લડતા હતા ?

**વડો વજીર**—સાચા પ્રભુ માટે.

**યુવક**—તેઓ સગા ભાઈઓ હતા ?

**વડો વજીર**—હા, સહોદર ભાઈઓ હતા.

**યુવક**—તેઓ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ઝઘડો પતાવવા ગયા છે ?

**વિદ્યાબ્હેન**—હા, ખરો ન્યાય તો તે એક જ સ્થળે મળે છે. હું તો કહું છું કે એક વખત હસ્તી ધરાવનાર ઇન્દ્રદેવની સભાનું સ્થાન મેજીસ્ટ્રેટની કોર્ટે લીધું છે અને એ થયું છે પણ સારું. જે ઇશ્વરને મનુષ્ય જોઈ શકતો નથી તેના કરતાં મેજીસ્ટ્રેટ ને તે જોઈ શકતો હોવાથી તે પોતાને તેના હાથમાં વધારે સહીસલામત માને છે.

**યુવક**—પેલું એક પગે ચાલ્યું આવતું ઊંચી આકૃતિ-વાળું કોણ છે ?

**વડો વજીર**—એ તાડ છે. ( તાડ પ્રવેશ કરે છે. )

**તાડ**—કૃપાવંત નામદાર, મારાં આપને વૃક્ષીયવંદન છે.

**યુવક**—તમો પીઠ ફેરવીને વિચિત્ર રીતે કેમ ચાલો છો ?

**તાડ**—મારામાં ૧૫૩ નંબર ઊંડો કોતરાયો છે એટલા માટે.

**યુવક**—તમારી પીઠમાં ૧૫૩ નંબર કોતરાયો ! વારુ, પણ મેં નથી કોતર્યો. પ્રિય તાડવૃક્ષ ! તમે આ શહેરમાં કયો હેતુ સાધો છો ?

તાડ—પ્રકૃતિ પ્રતિકૂળ મહારાજ! અમારા પૂર્વજોનું કાર્ય જન્મ લઈ ફળો ધરવાનું, ખેતરોપર શીળો છાંયડો પાથરવાનું અને માથાપર ઊંચે ઊંચે તરતા મહાન વાદળાંના નૃત્ય સાથે પર્ણોના સુર શ્રવણ કરવાનું હતું. જ્યારે સકળ વસ્તુ સંગીતસુંદર હતી ત્યારની, એ સત્યયુગની વાત છે. પણ હવે તો અમારા કપાળમાં કંઈ જુદું જ કાર્ય લખાયું છે. આજના તાડવૃક્ષને તો જરાયે ગણગણાટ કર્યા વગર જરાયે વિરોધ દર્શાવ્યા વગર ગુપચુપ ઊભું રહેવાનું છે અને ચઢવાની સાંકળ વતી જે કોઈ વૃક્ષપર ચઢે તેને ચડવા દેવાનું છે. એ ચઢનારની નિર્લજ્જ ધારવાળી છરી વડે પોતાનાં ફળોને ભોંકાવા અને કપાવા દેવાનું અપમાન તેને સહન કરવું પડે છે. અધુરામાં પુરું, એ જખમમાંથી નીકળતું લોહી ઝીલી લેવા માટે જડેલ કાળા ઘડાને પણ ઉઠાવવો પડે છે. આ પ્રમાણે અમારા જીવનપર ઝેરી હુમલાઓ થયા છે અને અમારી સ્થિતિ છિન્નભિન્ન કરી મુકવામાં આવી છે. હવે અમારી પીઠપર જે નંબરો કોતરાયા છે તે વિષે તો જેટલું ઓછું કહીએ તેટલું સારું. પણ જ્યારે મનુષ્યોને પીધેલા જાનવરો બનાવવાની જવાબદારી અમારા પર લાદવામાં આવે છે ત્યારે એ અપમાનની ગંભીરતા જોતાં આ બધાંયે અપમાનો અમોને હળવાં લાગે છે. અમને ખબર છે કે અમારા જખમમાંથી સરતી રક્તધારને મોટા માટીનાં વાસણુમાં ભરી રસ્તાપરની હોટલોમાં લઈ જવામાં આવે છે, અને એ પ્રમાણે બનેલ તાડી પીવા માટે પોતાનું સર્વસ્વ વેડફી નાંખનાર અને ભૂખમરામાં

સ્વધામ પહોંચી જતા પોતાના ન્હાના બાળકોની દફનક્રિયા માટે રાતી પાઈ નહિ બચાવનાર સ્ત્રી પુરુષોને એ વેચવામાં આવે છે...( તાડ જાય છે. )

**વિદ્યાબ્હેન**--આ કોઈ અનાડી જ. "નાચનારીનું આંગણું વાંકુ" એનો આબેહુબ દાખલો. તે પોતે પીધેલો બની શકતો નહિ હોવાથી જેઓ પીધેલા બનવા સમર્થ છે તેઓની અદેખાઇ કરે છે.

**યુવક**—એક પગ, તુટેલ પીઠ અને ઊંડી ફિલસુફીવાળી એ વિચિત્ર વ્યક્તિ છે. મિત્ર વ્હીસ્કી! તારા માયલું મને જરા વધારે આપ.

( વ્હીસ્કી કબાટ તરફ દોડે છે. પ્યાલો ભરી યુવકને આપે છે અને એ પી જાય છે. )

**વડો વજીર**--નામદાર, અંદર આવતી પેલી વિચિત્ર બાઈને આપ જુઓ છો ?

**યુવક**--એ કેવી દિલગીર દેખાય છે ! તમે કોણ છો બાઈ ?

**ખાનગી મિલ્કત**--હું ખાનગી મિલ્કત છું.

**યુવક**--બાઇઓ માટે આ કેવું અસાધારણ નામ !

**ખાનગી મિલ્કત**--કૃપાનિધાન ! આ શહેરમાં એ નામ સામાન્ય છે.

**યુવક**—તમે કોની ખાનગી મિલ્કત છો ?

**ખાનગી મિલ્કત**--કાયદો, જેને મારો કંથ કહે છે એ પુરુષની હું ખાનગી મિલ્કત છું.

યુવક—( નિદ્રસ્થ રીતે ) પત્નીને પતિ એ જ પરમેશ્વર અને એ જ પ્રમાણે પતિને પત્ની એ દેવી નહિ શું ?

**ખાનગી મિલ્કત**—હા, પણ એ તો પ્રાચીન નગરની વાત. યાદ રાખો કે આ તો અર્ધમિશ્રનગર છે. અહીં તો બધું વિચિત્ર અને અસ્વાભાવિક બને છે. ( તે રડે છે. )

**યુવક**—તમે રડો છો શા માટે ?

**ખાનગી મિલ્કત**—હું ઓરત છું. સ્ત્રીના નશીબમાં તો આંસુ જ સરજાયાં છે. જેના જન્મથી જ નિરાશા પેદા થાય છે, અને જે પ્રસંગ પણ અપવિત્ર અને અભાગી લેખાય છે, જેને આખુંયે જીવન બીજા લોકોના આનંદના મૂંગા યંત્ર તરીકે જીવવું પડે છે, એ ઉદાસ ન હોય તો શું હોય ?

**યુવક**—તમારો પતિ એ પુરુષ નથી શું ?

**ખાનગી મિલ્કત**—એ પોતાને પુરુષ તરીકે ઓળખાવે છે અને જગત પણ તેને તેજ રીતે જાણે છે. પણ મહારાજ, પુરુષત્વના દિવસો ગયા તે ગયા જ. આ દુષ્ટતાનો યુગ છે. જે સાચા પુરુષત્વનો સંગ છોડે એ દુષ્ટ જ છે.

યુવક—દુષ્ટતા ?

**ખાનગી મિલ્કત**—હર હંમેશ ઘેર મોડા આવતા પુરુષ માટે અંધારી રાતે રાહ જોઈ બેસી રહેવું એ શું દુષ્ટતા નથી ?

**યુવક**—પુરુષ રાતે ઘેર નથી રહેતો તો ક્યાં રહે છે!

**ખાનગી મિલ્કત**--કુથલી કરવા, દારૂ પીવા અને ગંજીફો ખેલવા માટે બહાર રહે છે.

જે માણસ શરાબના નિશામાં ચકચુર બની ઘેર આવે એ માણસની આંધળી, પાપી, કામવાસનાની તૃપ્તિ માટે સ્ત્રીને સાધન બનાવી દેવું એ શું ક્રૂરતાની અવધિ નથી?

પ્રેમ વગર, અરે! દયા વગર સરજાએલ બાળકોનું-જે બાળકો પુરુષની પશુવાસનાની પેદાશ હોય છે એઓનું-માતૃત્વ સ્વીકારવાની ફરજ પાડવી એ શું ક્રૂરતા નથી?

ફરનિચર અને જનાવરની ટીપમાં એક વસ્તુ તરીકે સ્ત્રીને મૂકી રાખવી એ શું દુષ્ટતા નથી? (તે ધ્રુસકે ધ્રુસકે રડે છે.)

**યુવક**—બાઇ, હું તમારે માટે દિલગીર છું...(તે બગાસું ખાય છે, આંખો ચોળે છે અને સ્મિતવદને આભારે છે) હું તમારે માટે ઘણો દિલગીર છું.

**ખાનગી મિલ્કત**--જેમ હું બધાં માણસો માટે દિલગીર છું તેમ આપને માટે હું પણ દિલગીર છું. એક અબળાના શબ્દો યાદ કરો; કેમકે જેટલી સાંકળો પુરુષ, સ્ત્રી માટે ઘડે છે તેથી દશ ગણી પોતાને માટે જ ઘડે છે. પુરુષે સ્ત્રીના અને પોતાના આત્મા વચ્ચેનો સુલેહસંપ સ્વચ્છંદ રીતે તોડી નાખ્યો છે. તેણે તેને નિર્બળ બનાવી છે. પણ એ યાદ રાખવાની જરૂર છે કે જેમ જબરા હાથીને એક કીડી પણ ભયમાં મૂકે છે તેમ નિર્બળતા-અમુક હદે પહોંચતાં-પોતાને ઉત્પન્ન કરનારના બળને પણ ભયમાં મૂકશે. ઘણાં વર્ષો થયાં તેને કચડવામાં આવ્યા કરે છે ને

તેના મૂંગા વિષાદનો જવાબ કરુણ રુદનદ્વારા મળે છે આમ છતાંયે સમય તાકી રહેલ છે. જમણા હાથે ન્યાયની તલવાર ધરી છે અને ડાબા હાથે નિરાધારનો હાથ પકડયો છે. સમય આવશે ત્યારે એ તલવાર ચમકશે અને લાચાર લોકોપર વિજયી કૂચ કરશે. ( તે જાય છે. ખેતી અને રેંટિયો પ્રવેશ કરે છે. )

યુવક—અહો ! આ બે તો પ્રાચીન નગરના છે ! કેવા પ્રેમ ભાવે એ મારા તરફ દૃષ્ટિ કરે છે !

વ્હીસ્કી—તેઓને આ સ્થળેથી ધક્કો મારી કાઢી મૂકો. એમને દાખલ થવાનો હક્ક જ કેવો ?

અધઃપતન—એમને દાખલ થવાની પરવાનગી કોણે આપી ? આ વિચિત્ર ખેતી તો ખેતરો, નદીઓ, ઘાસની કૂંપળો, મંડૂક અને ચકલીઓનાં જ ગીતો ગાય છે.

વડો વજીર—એને દૂર કરો.

વિદ્યાબહેન—અને એનો સાથી રેંટિયો તો ઘોંઘાટ કરનાર બુઢ્ઢો છે. એનો અવાજ માથું દુઃખાવે એવો છે.

વડો વજીર—વળી તેઓ જંગલી છે.

ખેતી—આપને મારાં હરિયાળાં વંદન છે.

રેંટિયો—આપને મારાં શ્વેત સન્માન છે.

વ્હીસ્કી અને અધઃપતન—તમે દૂર જાઓ......

વડો વજીર—બેશરમ જોડું !

વિદ્યાબહેન—પ્રકૃતિવિરુદ્ધ મિત્રગાંઠે જોડાયલું જોડું !

(તેઓ તેમને જંગલી રીતે હાંકી કાઢે છે. બીજી બાજુએથી ગાંડાઘેલા જેવો દુકાળ ધસી આવે છે. )

**યુવક**—કેવો દુર્બળ માણસ! એ તો નાચ કરે છે!

**વડો વજીર**—આ શહેરમાં એ જાણીતી વ્યક્તિ છે. એ મશહુર નટ છે.

**યુવક**—મને તેની રાતી જીભનો ડર લાગે છે. એ તો ભડકાની જેમ બળે છે.

**દુકાળ**—જ્યાં જ્યાં રેંટિયો ને ખેતી ન હોય ત્યાં હું નાચું છું. નિર્ભયપણે નાચું છું. જ્યાં જ્યાં એ નિરસ વૃદ્ધ જોડું દેખાવ ન દે ત્યાં ત્યાં હું મારૂં અગ્નિ-નૃત્ય પણ કરૂં છું.

(તે નાચતો નાચતો દરવાજા બહાર જાય છે.)

**યુવક**—હું ઊંઘમાં ઘેરાતો જાઉં છું. એ કોણ હતો?

**વડો વજીર**—અમે તેને દુકાળ કહીએ છીએ. (બે બ્રાહ્મણો દાખલ થાય છે અને બધો વખત વાત કર્યા જ કરે છે.)

**બ્રાહ્મણો**—મહારાજ, આશીર્વાદ હો; અમે બ્રાહ્મણો છીએ. શાસ્ત્રો અને વેદોનું જ્ઞાન અમને વારસામાં મળ્યું છે. પુરાણો તો અમને જીવ્હાગ્રે છે.

**યુવક**—તમારાં પેટ આટલાં ફૂલેલાં કેમ છે?

**પહેલો બ્રાહ્મણ**—એ જો ન ફૂલે તો શું કરે નામદાર!

**બીજો બ્રાહ્મણ**—અમે મંદિરના પૂજારી છીએ.

**પહેલો બ્રાહ્મણ**—અમે આપણા મહાપ્રભુના અંગરૂપ છીએ એટલે આપણા ઇશ્વરની પ્રાર્થના કરવા આવનાર સેંકડો ભકતોએ ધરેલ બધા ભોગો ખાવાનું અમારા ઉપર

આવી પડે છે. તેત્રીસ કરોડ દેવતાઓ અને એમના ઉપર શાસન કરનાર પરમાત્માના અમે સ્વાદપ્રેમી વહીવટદારો છીએ. અમારા પેટના સ્થૂળ ક્ષેત્રફળનું કારણ એ જ છે.

**યુવક**—બહાદુર પુરુષો.

**બીજો બ્રાહ્મણ**—એક વખત અમે દ્વિજ ગણાતા હતા, પણ અમારી અત્યંત પવિત્રતાના ગુણને અંગે અમે હવે ત્રિજન્મી, ચતુર્જન્મી બન્યા છીએ. અમારામાં કેટલાક એવા છે કે જેઓ દશજન્મી તરીકે ઓળખાય છે.

અમારા વેદો શીખવે છે કે પરમાત્મા સર્વત્ર છે. ખેતરમાં, સપ્ત સાગરમાં, મયૂરમાં, પુષ્પ અને કાદવમાં આગિયા અને માહીકમાં, પડછાયા ને ગીધમાં, ધુમ્મસ ને કીડામાં, તારા અને પક્ષીમાં, ભુંડમાં......(સાપથી ડંખાયલો અંત્યજ અંદર આવે છે.)

**અંત્યજ**—(જમીન પર પડી જાય છે.) બચાવો, કોઈ બચાવો, મને કાળોતરો નાગ કરડ્યો છે.

**બ્રાહ્મણો**—એને દૂર રાખો. એ મલિન છે. એ શૂદ્ર છે. એ ગંદકીનો અવતાર છે.

**યુવક**—તમે હમણાં જ કહ્યું કે પ્રભુ સર્વત્ર છે. તારામાં અને ભૂંડમાં અને.....

**બ્રાહ્મણો**—હા, પણ અમે નિયમને સિદ્ધ કરનાર એક અપવાદ કહી એ ટીપ પૂર્ણ કરવાના હતા. એ અપવાદ તે અત્યંજથી ઓળખાતો ધર્મરોગરૂપ શૂદ્રવર્ગ. જેના ઉપર એનો પડછાયો પડે તે પણ અભડાઇ જાય છે, તેના

પડછાયાથી પ્રભુ પચાસ ગાઉ ન્હાસે છે. અરે! અમે અભડાયા! અમે અભડાયા!

(તેઓ બહાર ધસી જાય છે. યુવક વધારે ઊંઘમાં ઘેરાય છે.)

**વડો વજીર**—મિત્ર! જો તું ખ્રિસ્તી થાય તો હું તને મદદ કરૂં.

**અંત્યજ**—જો તમારો ધર્મ મરણ પામતા માણસને સાંચ આપવા જેટલો હલકો હોય તો તેને ધિક્કાર હજો.

(આત્મબળ પ્રવેશ કરે છે. રાજમહેલમાં દીવો ઝળકાટ મારી રહે છે.)

**યુવક**—(આત્મબળ તરફ આંગળી કરી) કૃપા કરી એ દીવો બીજા ઓરડામાં લઈ જશો? મારી આંખને એ વધુ પડતું તેજ આપે છે. વળી મને ઊંઘ આવે છે.

(વડો વજીર, વિદ્યાબ્હેન, બ્હીકણી, અને અધઃપતન, તેના તેજ આગળ મોઢું ઢાંકી નીચું જુએ છે.)

**આત્મબળ**—આ દરવાજેથી ખેતી અને રેંટિયાને હાંકી કાઢવાનું તમે સાહસ ખેડ્યું હતું? તેઓ ફરીથી આવીને આ મૃત્યુ પામતાં માણસને સાજો કરશે.

(દુકાળ રાડ પાડી એ જગ્યાએથી નાસી જાય છે).

**દુકાળ**—અરે, તે મને મારી નાખશે, મારૂં મોત આણશે. તે નૃત્ય અટકાવવા આવ્યો છે. અફસોસ! એ મને દેશનિકાલ કરવા આવ્યો.

(તે બહાર ધસી જાય છે. ખેતી અને રેંટિયો પ્રવેશ કરે છે.)

**આત્મબળ**—આ મરણના મુખમાં સપડાયલા પુરુષને સ્પર્શ કરો અને તેને સજીવન કરો. એને સર્પ કરડયો હતો. એ જડવાદનો ઝેરી સર્પ હતો.

આ યુવકને પ્રાચીન નગરમાં તેને ઘેર પાછો લઈ જાઓ.

( શંખનાદ અને નોબતના અવાજો સાથે પડદો પડે છે )

# પ્રવેશ ત્રીજો.

## પ્રાચીન નગરના એક ગૃહનો અંતર્ભાગ

(પહેલા પ્રવેશ જેવું જ દૃશ્ય. ઉષા પહેલાંનો અંધકાર છવાયો છે. પહેલા પ્રવેશમાં જે સ્થળે આપણે યુવકને છોડ્યા હતો ત્યાં જ તે સૂતો છે.)

સુથારો—યુવકે લાંબી ઊંઘ લીધી છે. કેમ જાણે આકાશમાં તોફાનોની પરંપરા પસાર થઈ ગઈ હોય! (કૂકડો કૂકરે કૂક કરે છે) અરે શું કૂકડો કૂકરે કૂક કરે છે? એનો અર્થ એ જ કે રાત્રિ પૂર્ણ થઈ. કદાચ એ અર્થ ન પણ હોય, કેમકે કૂકડો કોઈ કોઈવાર બપોરને પરોઢિયું માની લઈ કૂકરે કૂક કરે છે. એની આગાહી વારંવાર સત્ય નથી પડતી પણ મારા શરીરમાં અજબ ધ્રૂજ શા માટે વછુટતી હશે વારુ! અરે કેવી કકડતી ઠંડી છે! મારું લોહી ઠરીને ઠીકરું થઈ ગયું છે. હવામાં ઉષાની હિમતા આવી છે.

સુધારો—હું નહીં કાઢી શકું એમ તું ધારે છે?

આત્મબળ--હું જાણું છું કે તું મને બહાર કાઢી શકીશ નહિ કેમકે મારાવડે સૃષ્ટિનું સૌંદર્ય વિકસે છે હું સર્વ સ્થળે, સર્વ વસ્તુ પુષ્પ અને પર્વત, આકાશ અને તોફાન, પ્રેમાળ હૃદય અને ક્રુદ્ધ હૃદયમાં પણ છું.

સુધારો--ઘરની બહાર જા. શું તને મારો ડર નથી?

આત્મબળ—તારો ડર?

સુધારો—મારા લોખંડી શસ્ત્રોનો.

આત્મબળ--એ તો મારી પાસે રમકડાં!

સુધારો--(ભ્રમિત ચિત્તે હસે છે) તું નાનો અમથો વેંતિયો!

આત્મબળ—અંગુઠા જેટલો મોટો હું છું એ વાત તો બરાબર.

સુધારો--તને મારા બળની બીક નથી લાગતી?

આત્મબળ—તારું બળ એ તારી નબળાઈ.

સુધારો—આ શ્યામવર્ણા ઝભ્ભા હેઠળ મેં કેવું દિલ સંતાડ્યું છે એની તને ખબર છે?

આત્મબળ--હા. એની મને ખબર છે. એ દિલ જુલમગારનું અને તેટલા માટે જ બાયલાનું દિલ છે.

સુધારો—એમ કહે છે?...ત્યારે તો લે!

(તે આત્મબળને ફટકો લગાવવા યત્ન કરે છે પણ ખાલી જાય છે.)

આત્મબળ—મિત્ર, તમે તમારૂં પોતાનું માનભંગ કરાવો છો.

**સુધારો**—મારે તારી અહીં જરુર નથી...તું નગ્ન છે, જંગલી છે.

**આત્મબળ**—હું નગ્ન છું, પણ તે જ પ્રમાણે વૃક્ષો, વાદળાં, હીરા અને સત્ય પણ નગ્ન જ છે.

**સુધારો**—હું સત્ય છું. હું નગ્ન નથી.

**આત્મબળ**—તમે વધારે પડતાં કપડાં પહેરેલાં હોઈ તમે સત્ય હોઈ શકો નહિ.

**સુધારો**—હું સત્ય છું. હું સુધારો છું.

**આત્મબળ**—'સુધારો', અસત્ય, કૃત્રિમતા તથા જંગલીપણાને છુપાવનારો શબ્દ છે.

**સુધારો**—હવે મારી ધીરજ વધારે વખત નહિ રહે.

**આત્મબળ**—તમારી પાસે મારી કસોટી કરવા જેટલી ધીરજ જ નથી.

**સુધારો**—ચુપ રહે, નહિ તો લપાટ ખાઈ જશે.

(ફરી વખત મારવા યત્ન કરે છે પણ કોઈ ચમત્કારિક શક્તિથી તેનો હાથ પાછો હઠી જાય છે.) અરે હું ઘવાયો, હું ઘવાયો! મારાથી તારી આંખ તરફ જોઈ શકાતું નથી. મારા આત્મામાં ખંજર ભોંકાય છે.

(યુવક બગાસું ખાય છે અને હાલે છે)

**આત્મબળ**—તમારો આત્મા...આખરે તમે એ શબ્દ બોલ્યા છો. આત્માના નામે ઓળખાતું સુકોમળ પ્રભાવાન કંઈક છે તેનું જ્ઞાન તમને પહેલીજવાર થયું છે એમ હું માનું છું. ઓ સંસ્કૃતિ! તને આખરે આત્માની ખબર પડી એથી હું અત્યંત આનંદ પામું છું.

સુધારો—હું નહીં કાઢી શકું એમ તું ધારે છે?

આત્મબળ—હું જાણું છું કે તું મને બહાર કાઢી શકીશ નહિ કેમકે મારાવડે સૃષ્ટિનું સૌંદર્ય વિકસે છે હું સર્વ સ્થળે, સર્વ વસ્તુ પુષ્પ અને પર્વત, આકાશ અને તોફાન, પ્રેમાળ હૃદય અને ક્રુદ્ધ હૃદયમાં પણ છું.

સુધારો—ઘરની બહાર જા. શું તને મારો ડર નથી?

આત્મબળ—તારો ડર?

સુધારો—મારા લોખંડી શસ્ત્રોનો.

આત્મબળ—એ તો મારી પાસે રમકડાં!

સુધારો—(ભ્રમિત ચિત્તે હસે છે) તું નાનો અમથો વેંતિયો!

આત્મબળ—અંગુઠા જેટલો મોટો હું છું એ વાત તો બરાબર.

સુધારો—તને મારા બળની બીક નથી લાગતી?

આત્મબળ—તારું બળ એ તારી નબળાઈ.

સુધારો—આ શ્યામવર્ણા ઝબ્ભા હેઠળ મેં કેવું દિલ સંતાડ્યું છે એની તને ખબર છે?

આત્મબળ—હા. એની મને ખબર છે. એ દિલ જુલમગારનું અને તેટલા માટે જ બાયલાનું દિલ છે.

સુધારો—એમ કહે છે?...ત્યારે તો લે!

(તે આત્મબળને ફટકો લગાવવા યત્ન કરે છે પણ ખાલી જાય છે.)

આત્મબળ—મિત્ર, તમે તમારૂં પોતાનું માનભંગ કરાવો છો.

**સુધારો**--મારે તારી અહીં જરૂર નથી...તું નગ્ન છે, જંગલી છે.

**આત્મબળ**--હું નગ્ન છું, પણ તે જ પ્રમાણે વૃક્ષો, વાદળાં, હીરા અને સત્ય પણ નગ્ન જ છે.

**સુધારો**--હું સત્ય છું. હું નગ્ન નથી.

**આત્મબળ**--તમે વધારે પડતાં કપડાં પહેરેલાં હોઈ તમે સત્ય હોઈ શકો નહિ.

**સુધારો**—હું સત્ય છું. હું સુધારો છું.

**આત્મબળ**--'સુધારો', અસત્ય, કૃત્રિમતા તથા જંગલીપણાને છુપાવનારો શબ્દ છે.

**સુધારો**—હવે મારી ધીરજ વધારે વખત નહિ રહે.

**આત્મબળ**—તમારી પાસે મારી કસોટી કરવા જેટલી ધીરજ જ નથી.

**સુધારો**—ચુપ રહે, નહિ તો લપાટ ખાઈ જશે.

(ફરી વખત મારવા યત્ન કરે છે પણ કોઈ ચમત્કારિક શક્તિથી તેનો હાથ પાછો હઠી જાય છે.) અરે હું ઘવાયો, હું ઘવાયો! મારાથી તારી આંખ તરફ જોઈ શકાતું નથી. મારા આત્મામાં ખંજર ભોંકાય છે.

(યુવક બગાસું ખાય છે અને હાલે છે)

**આત્મબળ**—તમારો આત્મા...આખરે તમે એ શબ્દ બોલ્યા છો. આત્માના નામે ઓળખાતું સુકોમળ પ્રભાવાન કંઈક છે તેનું જ્ઞાન તમને પહેલીજવાર થયું છે એમ હું માનું છું. ઓ સંસ્કૃતિ! તને આખરે આત્માની ખબર પડી એથી હું અત્યંત આનંદ પામું છું.

**સુધારો**—યુવક સળવળે છે

**આત્મબળ**—ઉષા પણ અંધકારનાં ભારે કાળાં સરોવર ઉપર શ્વેતકમળની માફક પ્રગટે છે.

( સુધારો ચાલ્યા જવાની કોશિષ કરે છે. )

**સુધારો**—બસ મારે જવું જોઈએ. હું વધારે વાર સહન નહિ કરી શકું.

**આત્મબળ**—અમારી સાથે રહો, જરુર રહો પણ મિત્ર તરીકે જ; નહિ કે પ્રાચીન નગરના આ સરળ પ્રેમગૃહમાં મૂઠ મારવા આવનાર જાદુગર તરીકે !

**સુધારો**—મારાં પાપોનું પ્રાયશ્ચિત કરવા મારે ક્યાંક ચાલી જવું જોઈએ. ( તે બહાર જાય છે )

**આત્મબળ**—સંસ્કૃતિનો પડદો હવે ચીરેચીરા થઈ ગયો છે. ( તે ઊંચેથી પોકારે છે. )

ખેતીદેવી ! અને રેંટિયાદેવ ! ઓ માબાપ ! પધારો. ( તેઓ પ્રવેશ કરે છે ) આ યુવકની ઊંઘતી આંખોને સ્પર્શ કરો અને જાગૃત કરો. ( તેઓ ઘુંટણ વાળી નીચા નમે છે અને આંખે સ્પર્શ કરી યુવકને જગાડે છે. )

**યુવક**—(આત્મબળને) તમે કોણ છો ?

**આત્મબળ**—ડરશો નહિ, હું તમારો માર્ગદર્શક છું. બહાર થતા તોફાનના જેવો શ્યામ વસ્ત્રધારી તે ક્યાં ગયો ?

**યુવક**—એ જાદુગર મદારી ક્યાં છે ?

**આત્મબળ**—ઘરમાં દીવો પ્રગટતાં અંધારું નાસી જાય છે તેમ એ નાસી ગયો છે.

યુવક--અરે! કેવી સ્વપ્ન ભ્રાંતિ? મને બચાવો, મને બચાવો...

**આત્મબળ**--ડરો નહિ, એ મૂઠ હવે ઉતરી ગઈ છે.

યુવક--પ્રેમાળ પુરુષ, તમે કોણ છો? તમારી આંખોના ઊંડાણમાંથી નવી જ ઉષા પ્રગટે છે. તમારા કપાળમાં પ્રેમ અને શાંતિની જ્યોત જળી રહી છે. તમો કોણ છો? હું તમને ચાહું છું.

**આત્મબળ**--હું આત્મબળ છું.

યુવક--ઓ, શાંતિના સાગર જેવા પુરુષ! તમારા હાથમાં કમળની માફક સ્વર્ગ ખીલી રહેલ હું જોઉં છું.

**આત્મબળ**--જો તમો મારૂં માનશો તો હું તમને સત્યમાર્ગે દોરીશ.

યુવક--હું આપના પર વારી જાઉં છું. બોલો હું એક ચિત્તે સાંભળું છું

**આત્મબળ**--તમારી પાસે ફરીથી આવેલ આ બે સંતોમાં વિશ્વાસ મૂકજો. તમારાં જીવન અને તમારા ગૃહમાં એમને પુરાણું પ્રતિષ્ઠિત સ્થાન આપજો. એઓ તો પૃથ્વીના સંતાનોનાં શાશ્વત માબાપો છે.

યુવક--[ખેતી અને રેંટિયાને] મને આશીર્વાદ આપો.

**આત્મબળ**--(ઉંચે સૂરે પોકારી) ગૃહમાતા, ગૃહ-દુહિતા આવો, તમારી જીભ તમને ફરી સોંપવામાં આવે છે. જે લોકોએ તમારી પ્રતિ અઘટિત આચરણ દર્શાવ્યું તેમના

# પાત્રો



**ગણેશરાવ**—સીત્તેર વર્ષની ઉમરનો બુઢ્ઢો માણસ. અવસ્થાને અંગે બુદ્ધિ ક્ષીણ થયેલી જણાય છે. તે ચશ્મા પહેરે છે. તે ઊંચો તથા પાતળો છે. યુરોપની સંસ્કૃતિ પ્રત્યે તેનો અથાગ પ્રેમ તથા અંગ્રેજી ભાષાની ભભક પ્રત્યે તેની ગુલામી દેખાઈ આવે તેવી હોવા છતાં તેણે ધોતિયું તથા બંધ કોલરનો લાંબો કોટ પહેર્યો છે. તેનું માથું નાળિયેર જેવું છે. માત્ર થોડા વાળ દેખાય છે.

**હરિ**—તેનો પુત્ર. ઇંગ્લંડ જઈ આવેલ હિંદી "સદ્‌ગૃહસ્થ" અંગ્રેજી રીતરિવાજનો અંધભક્ત.

**ગોવિંદ**—ઇંગ્લંડ જઈ આવેલ હિંદી "ગૃહસ્થ" વિદેશના લાંબા વસવાટ છતાં તેના રીતરિવાજ સંપૂર્ણ રીતે હિંદી જ છે.

**માલતી**—હરિની પત્ની. ક્ષયરોગથી પીડાય છે.

**સુશિલા**—ગણેશરાવની " શિક્ષિત " પૌત્રી.

**દામોદર**—હીરાનો વેપારી.

**બટલર પૉલ મુનાસ્વામી**—હરિનો નોકર. એક કેથોલિક.

**એક યુવાન અંગ્રેજ બાળા**—હરિની બીજી પત્ની.

# અંક પહેલો

---

ગણેશરાવના ઘરનો એક ઓરડો. અંદર લખવાનું ટેબલ, એક બે બાંકડા તથા ત્રણેક ખુરશીઓ પડી છે. એક ખુરશીનો પાયો તૂટી ગયો છે. એક અંધારા ખૂણામાં એક કબાટ પડ્યો છે. લખવાના ટેબલ પર જુદાજુદા માપની તથા વિવિધ રંગના પૂંઠાવાળી નોટોનો થોકડો પડ્યો છે. શાહીથી ખરડાયેલ ખડિયો તથા કાચનું એક હોલ્ડર તથા શેક્સ્પિયરનો એક દળદાર ગ્રંથ અસ્તવ્યસ્ત પડેલાં છે. આ બધું ઘરના માલિકનો, વ્યવસ્થા (?) પ્રત્યેનો પ્રેમ સ્પષ્ટ બતાવતું હતું. કબાટમાં દસ્તાવેજો, જૂના કાગળો તથા સર્ટિફીકેટોના થોકડા પડ્યા છે. જ્યારે પડદો ઊપડે છે ત્યારે ગણેશરાવ પોતાની નવી કવિતાના સંસ્કરણમાં પડ્યા જણાય છે, ત્યાં ગોવિંદ અંદર આવે છે.

**ગોવિંદ**—હું માનું છું કે, બીજી કવિતા.

**ગણેશ**—હા, ચારસોને બાવન લીટી.

**ગોવિંદ**—તમારી પ્રેરણા પણ અજાયબ છે. કવિતા અંગ્રેજીમાં છે?

**ગણેશ**—અલબત્ત, અંગ્રેજીમાં જ. હું હંમેશાં અંગ્રેજીમાં જ લખું છું, કેમકે તેથી પ્રસિદ્ધિ મળે છે.

**ગોવિંદ**—તમારી કવિતા કયા વિષય પર છે?

**ગણેશ**—તે બાળલગ્ન પર છે.

**ગોવિંદ**—બાળલગ્નની તરફેણમાં કે વિરુદ્ધમાં?

**ગણેશ**—મારી કવિતા તેની વિરુદ્ધમાં છે, પણ હું તો તેની તરફેણમાં છું.

**ગોવિંદ**—મને ખબર મળી છે કે તમે તમારી બાર વર્ષની પૌત્રી માટે મુરતિયાની તજવીજમાં છો.

# પાત્રો

---

**ગણેશરાવ**—સીત્તેર વર્ષની ઉમરનો બુઢ્ઢો માણસ. અવસ્થાને અંગે બુદ્ધિ ક્ષીણ થયેલી જણાય છે. તે ચશ્મા પહેરે છે. તે ઊંચો તથા પાતળો છે. યુરોપની સંસ્કૃતિ પ્રત્યે તેનો અથાગ પ્રેમ તથા અંગ્રેજી ભાષાની ભભક પ્રત્યે તેની ગુલામી દેખાઈ આવે તેવી હોવા છતાં તેણે ધોતિયું તથા બંધ કોલરનો લાંબો કોટ પહેર્યો છે. તેનું માથું નાળિયેર જેવું છે. માત્ર થોડા વાળ દેખાય છે.

**હરિ**—તેનો પુત્ર. ઇંગ્લંડ જઈ આવેલ હિંદી "સદ્‌ગૃહસ્થ" અંગ્રેજી રીતરિવાજનો અંધભક્ત.

**ગોવિંદ**—ઇંગ્લંડ જઈ આવેલ હિંદી "ગૃહસ્થ" વિદેશના લાંબા વસવાટ છતાં તેના રીતરિવાજ સંપૂર્ણ રીતે હિંદી જ છે.

**માલતી**—હરિની પત્ની. ક્ષયરોગથી પીડાય છે.

**સુશિલા**—ગણેશરાવની " શિક્ષિત " પૌત્રી.

**દામોદર**—હીરાનો વેપારી.

**બટલર પૉલ મુનાસ્વામી**—હરિનો નોકર. એક કેથોલિક.

**એક યુવાન અંગ્રેજ બાળા**—હરિની બીજી પત્ની.

—(૦)—

# અંક પહેલો

---

ગણેશરાવના ઘરનો એક ઓરડો. અંદર લખવાનું ટેબલ, એક એ બાંકડા તથા ત્રણેક ખુરશીઓ પડી છે. એક ખુરશીનો પાયો તૂટી ગયો છે. એક અંધારા ખૂણામાં એક કબાટ પડ્યો છે. લખવાના ટેબલ પર જુદાજુદા માપની તથા વિવિધ રંગના પૂંઠાવાળી નોટોનો થોકડો પડ્યો છે. શાહીથી ખરડાયેલ ખડિયો તથા કાચનું એક હોલ્ડર તથા શેકસ્પિયરનો એક દળદાર ગ્રંથ અસ્તવ્યસ્ત પડેલાં છે. આ બધું ઘરના માલિકનો, વ્યવસ્થા (?) પ્રત્યેનો પ્રેમ સ્પષ્ટ બતાવતું હતું. કબાટમાં દસ્તાવેજો, જૂના કાગળો તથા સર્ટિફીકેટોના થોકડા પડ્યા છે. જ્યારે પડદો ઊપડે છે ત્યારે ગણેશરાવ પોતાની નવી કવિતાના સંસ્કરણમાં પડ્યા જણાય છે, ત્યાં ગોવિંદ અંદર આવે છે.

**ગોવિંદ**—હું માનું છું કે, બીજી કવિતા.

**ગણેશ**—હા, ચારસોને બાવન લીટી.

**ગોવિંદ**—તમારી પ્રેરણા પણ અજાયબ છે. કવિતા અંગ્રેજીમાં છે?

**ગણેશ**—અલબત્ત, અંગ્રેજીમાં જ. હું હંમેશાં અંગ્રેજીમાં જ લખું છું, કેમકે તેથી પ્રસિદ્ધિ મળે છે.

**ગોવિંદ**—તમારી કવિતા કયા વિષય પર છે?

**ગણેશ**—તે બાળલગ્ન પર છે.

**ગોવિંદ**—બાળલગ્નની તરફેણમાં કે વિરુદ્ધમાં?

**ગણેશ**—મારી કવિતા તેની વિરુદ્ધમાં છે, પણ હું તો તેની તરફેણમાં છું.

**ગોવિંદ**—મને ખબર મળી છે કે તમે તમારી બાર વર્ષની પૌત્રી માટે મુરતિયાની તજવીજમાં છો.

ગણેશ—સાવ સાચું. તમે મુરતિયા માટેની પદ્યમાં લખાયેલ મારી જાહેરખબર વાંચી ? ગયા અઠવાડિયાના 'સ્વરાજ્ય' તથા 'હિંદુ'માં તે આવી હતી.

ગોવિંદ—પૌત્રી માટે વર મેળવવા માટે તે રીતે જાહેરખબર આપવી તે કંઈ ઠીક રસ્તો નહોતો.

ગણેશ—જાહેરખબર આ પ્રમાણે હતી.

અનુષ્ટુપ

જોઈએ વરરાજા કો, લગ્નઉત્સુક ને ધની;
ભણેલી બુદ્ધિશાળી છે, કન્યા દ્વાદશ વર્ષની–૧
કન્યા સંગીતમાં શાણી, ગાય છે મધુરું અતિ
રૂપમાં રવિવર્માની, જાણે ચિત્રેલ સુંદરી–૨

ગોવિંદ—આથી તો સૌ ભડકીને ભાગી જાય. વળી હું ધારું છું કે લગ્ન સંબંધી દરેક બાબત સાદા ગદ્યમાં જોઈએ.

ગણેશ—તમે મારી પૌત્રીને કદિ મળ્યા છો ?

ગોવિંદ—હું ધારું છું કે મેં તેને એકાદ માસ પહેલાં સ્ત્રીઓની ક્લબમાં જોઈ હતી.

ગણેશ—બરાબર. તે ક્લબનો આત્મા છે, એમ મને કહેવામાં આવે છે. તે જાય છે ત્યારે સ્ત્રીઓ ત્યાં નિશ્ચિંતતા અનુભવે છે. તેના સિવાય ક્લબ ભાંગી પડે.

ગોવિંદ—ખરેખર, અંગત રીતે તો મને લાગે છે કે તેમ થાય તો પણ કંઈ ખોટું નથી. આવી કહેવાતી ક્લબોથી આપણો દેશ પાયમાલ થઈ ગયો છે. ત્યાં જઈને આપણા સ્ત્રીપુરુષો ટેનિસ-બ્રીજ, રેઈસ, અને ગંજીફાના વિચારમાં જીવન વ્યતીત કરે છે. ગૃહજીવન વિષે વિચાર કરવાનો તેમને સમય જ મળતો નથી.

ગણેશ—મારી પૌત્રી ક્લબમાં માનીતી થઈ પડી છે તેનું કારણ એ

છે કે તે ગ્રામોફોનની માફક બોલી શકે છે અને ડિક્ષનરીની માફક વાતચિત કરી શકે છે.

ગોવિંદ—શું? તમારી કવિતા મોઢેથી બોલે છે?

ગણેશ—હા. મારી—શેકસ્પિયરની અને ટેનિસનની.

ગોવિંદ—વાહ, ત્યારે તો ભારે સરસ.

ગણેશ—આપણા પ્રાંતના એન્જીનીઅર મિ. ઓલિમ્પસે તેને કવિતા ગાવા માટે પ્રમાણપત્ર આપ્યું છે. (કબાટમાં બધા કાગળો વીંખીને પ્રમાણપત્ર શોધી કાઢે છે અને પછી અક્ષરશઃ બે વખત વાંચી સંભળાવે છે) "મારા જીવનના બાવન વર્ષમાં તેની માફક બોલતાં મેં કોઈને સાંભળેલ નથી", સમજ્યા? અને મી. ઓલિમ્પ્સ અંગ્રેજ છે.

ગોવિંદ—હું પણ ખાત્રીથી કહું છું કે તેની માફક બોલતાં તેણે કોઈને સાંભળેલ નહિ હોય.

ગણેશ—અને પ્રાંતના કલેકટર મી. શૅાક્રોસ તો તેને સાંભળીને ગાંડાતુર થઈ ગયા.

ગોવિંદ—તેમાં મને જરા પણ નવાઈ લાગતી નથી.

ગણેશ—મી. ગોવિંદ, તમે તેને મળો તેવી મારી ઇચ્છા છે. તમે ઇંગ્લંડ જઈ આવેલ, કેળવણી પામેલ માણસ છો અને તેથી મારી પૌત્રી તમારી પાસે કવિતા બોલે તથા તમારી સાથે વાતચિત કરે તેવી મારી ઇચ્છા છે. કેમકે હિંદના થોડા યુવાનો જ તેને સમજી શકે તેવા છે અને તમે તેવા એક છો—મારો કહેવાનો અર્થ એ છે કે મારી પૌત્રીને ખૂબ આનંદ થશે—અહીંની સ્ત્રીઓ તેને માટે મરી પડે છે—અને મિ. ગોવિંદ–હું ધારું છું કે તમારે ઘેર જવાની ઉતાવળ નહિ હોય–હજુ તો ફક્ત સાત વાગ્યા છે. લગભગ સાડાઆઠ કેમકે તે ઘડિયાળ તો મારી

માફક વૃદ્ધ તથા ધીમી છે અને તમે તો યુવાન છો. મારી પૌત્રી પણ યુવાન છે.

ગોવિંદ—તમારી પૌત્રીને રસોઈ આવડે છે ?

ગણેશ—ના, તેને નથી આવડતી. કેળવાયેલ હિંદીબાળા રાંધી શકે નહિ...તેણે રાંધવું જોઈએ નહિ.

ગોવિંદ—તમારો કહેવાનો અર્થ એવો છે કે અંગ્રેજી ભાષાને હિંદી રસોડા સાથે મેળ ખાઝતો નથી ?

ગણેશ—મેં તે તદ્દન સ્પષ્ટતાથી નવસોને છત્રીશ લીટીના મારા કાવ્યમાં કહ્યું છે.

ગોવિંદ—વારું હું ધારું છું કે તે અખંડ પદ્ય ( Blank verse)માં હશે. ખરેખર, તમારે દરેક વસ્તુ અખંડ પદ્યમાં જ લખવી જોઈએ.

ગણેશ—અખંડ પદ્યમાં ભવ્યતા છે તે બાબતમાં હું તમારી સાથે મળતો થાઉં છું. મિલ્ટન અખંડ પદ્યનો મહાન લેખક હતો પણ મને કહેવામાં આવ્યું છે કે તદ્દન આંધળા ન થવાય ત્યાં સુધી તે રીતે લખી શકાય નહિ.

ગોવિંદ—આપણામાંના ઘણાખરા તદ્દન આંધળા છીએ.

ગણેશ—તમે રૂપકના અર્થમાં કહો છો. મેં પણ મારી બાવન લીટીના કાવ્યમાં કહ્યું છે તેમ,

### ઉપજાતિ

રાતા પીળા બારીના કાચ અંધ;
તેની અંધ માનવી કેરી જાત.

પણ હું થોડે થોડો આંધળો થતો જાઉં છું. તેથીજ હું ચશ્મા સિવાય વાંચી શકતો નથી. આ મારા અર્ધ અંધાપાને અંગે જાણે કે મારી અર્ધી કવિતા પ્રાસરહિત તથા અર્ધી કવિતા પ્રાસમાં લખાય છે. "ભૂગર્ભશાસ્ત્ર અને પાકશાસ્ત્ર" પરની મારી કવિતા આ રહી. બસોને દશ લીટી.

### ઉપજાતિ

હિન્દી બાનુ આંગ્લ ભાષા ભણેલી,
તે શું રાંધે મચ્છી ચુલે ભરાઈ;
હિન્દી નારી આંગ્લ ભાષા અજાણી,
રાંધે નિત્ય નાથ કાજે રસોઈ.

કવિઓને મળતી થોડી છૂટ મેં આમાં લીધી છે.

**ગોવિંદ**—ખરેખર તેમજ. મને નવાઈ લાગે છે કે જેમ સરકાર બીજાને પરવાના આપે છે તેમ મોટી કિંમત લઈને કવિઓને પરવાના આપવાનું કેમ વિચારતી નથી? તેથી સાહિત્યનો ઉચ્ચ દરજ્જો જળવાઈ રહેશે અને વાંચકવર્ગ અકસ્માતોમાંથી બચી જશે.

**ગણેશ**—તમારી વાત તદ્દન સાચી છે. હું પણ તેમજ ધારું છું. આજ તો કવિઓના રાફડા ફાટ્યા છે અને તેથી અમે ઇચ્છીએ છીએ તેવું સાહિત્યનું ઉચ્ચ ધોરણ જાળવી રાખવાનું અમને મુશ્કેલ થઈ પડ્યું છે. અરે, સારું અને ખરાબ સાહિત્ય શું તે મારી પૌત્રી પણ જાણે છે. ઉચ્ચ શ્રેણિ સિવાયનું કાવ્ય ગાવા તે ના પાડે છે. શેકસ્પિયર, ટેનિસન અને હું—આટલાજ તેના પ્રિય કવિઓ છે. તે કદાચ ક્લબમાંથી પાછી આવી હશે. આજે મિસિસ સિટ્વેલના માનમાં વિદાયગીરીનો મેળાવડો થવાનો હતો. મિસિસ સિટ્વેલ મિશનરી બાઈ છે. જે જે તેને મળે તે દરેકને તે ઇસુખ્રિસ્ત વિષે ચોપાનિયાં આપે છે. મારી પૌત્રી ઇસુખ્રિસ્તને ચાહે છે, કેમકે તેની બધી પ્રાર્થના અંગ્રેજીમાં છે.

**ગોવિંદ**—મિ. ગણેશરાવ, મારે જવું જોઈએ.

**ગણેશ**—હું ઇચ્છું છું કે તમે રોકાઈને મારી પૌત્રીને મળો. તે આવી કે નહિ તેનો હું તપાસ કરું છું. કદાચ તે આવી હશે. (અંદર જવાની તૈયારી કરતાં) સુશિલા! સુશિલા!

ગોવિંદ—તકલીફ લ્યો નહિ.

ગણેશ—હું ખાત્રી આપું છું કે તેમાં તકલીફ નથી.

( ગણેશ અંદર જાય છે. )

ગોવિંદ—બાપડો બુઢ્ઢો ! પંચોતેર વર્ષની ઉમરે કચરાપટ્ટી જેવું લખે છે, ને બાર વર્ષની પૌત્રીને તે સમજવાની ફરજ પાડે છે. કવિ થયો ત્યારથી તેના મિત્રોએ તેનો ત્યાગ કર્યો છે. બિચારો !

ગણેશ—હજુ તે આવી નથી. પણ હજુ નવ વાગ્યા નથી, અને નવ વાગ્યે તેનો આવવાનો વખત છે. ઘડિયાળના સંકુચિત ક્ષેત્રમાં આ આપણું જીવન જકડાઈ રહ્યું છે. ગુલાબી રંગના પૂંઠાવાળી ચોપડીમાં લખેલા આઠસોને અગિયાર લીટીના મારા કાવ્યમાં મેં લખ્યું છે તેમ,

હરિગીત

ટિકટિક છે બહુ જાતની ટિકટિક એસેટિકમાં;
ટિકટિક કોસ્મેટિક છે વળી શ્વાન પૂચ્છે ટિક છે;
છે આપને પોતાનું ટિકટિક ઘડિયાળમાં ટિકટિક છે,
ઓફીસમાં જનાર સહુ ચોટી રહે ટિકટિક છે.

---

સરખાવો.

There are many kinds of ticks,
Ascetics and cosmetics,
Dog's ticks and politics,
But you, you have your own ticks,
In every one your ticks,
Every office-going man sticks.
O my clock, my clock, my clock.

અંત્ય 'ટિક' ( tick ) શબ્દ પર આખી કવિતાની ખૂબી છે.

તમે જોઈ શકશો કે તેમાં ઘડિયાળનું સંગીત ઝીલવા મેં યત્ન કર્યો છે.

ગોવિંદ—અને તમે તેમાં ફતેહમંદ થયા છો.

ગણેશ—ફતેહમંદ ? ફતેહની તો મને જરાપણ દરકાર નથી. આખરે નિષ્ફળતા પણ સફળતાના પાયારુપ છે. સફળતા તો મેં મારી આસ્માની રંગના પૂંઠાવાળી નોટમાં લખેલ બે હજારને બે લીટીના કાવ્યમાં કહ્યું છે તેમ,

હરિગીત

નિષ્ફળ થયાં તો માનજો, ચાવી ખરી છે વિજયની,
હા અને વળી ના તણો, તેમાં સવાલ બધોય છે;
જો વિજય પામો કદિ, નિષ્ફળ થશો નહિ આખરે,
જો હાર પામો આપ તો, વિજયી થશો નહિ આખરે.
નિષ્ફળ થયાં તો માનજો, ચાવી ખરી છે વિજયની,
શેત્રંજ રમત સમાન કે, છાપાકળાના ભૂતની.

ગોવિંદ—મને ભય છે કે હું તમને ત્રાસ આપું છું.

ગણેશ—અરે નહિ, જરાપણ નહિ, કાવ્યથી હું કદી કંટાળતો નથી.

ગોવિંદ—કાવ્યથી તો હું પણ કંટાળતો નથી.

ગણેશ—જુઓને, અમારું કુટુંબ કવિઓનું છે. તમે ઇંગ્લંડમાં મારા પુત્રને ઓળખતા ?

ગોવિંદ—હા, હું તેને સારી રીતે ઓળખતો.

ગણેશ—તે પણ લખે છે.

ગોવિંદ—શું ? કવિતા ?

ગણેશ—હા........

ગોવિંદ—હું ઇચ્છું છું કે યુવાન માણસો થોડું ગદ્ય પણ લખે. તમારા પુત્રના કાગળો ઘેર નિયમિત રીતે આવે છે ?

ગણેશ—ના, નિયમિત રીતે તો નહિ પણ તે અવારનવાર પત્રો લખે છે.
ગોવિંદ—તેનો છેલ્લો પત્ર તમને ક્યારે મળ્યો હતો ?
ગણેશ—લગભગ છ મહિના પહેલાં.
ગોવિંદ—અને તમારા મત પ્રમાણે તે અવારનવાર છે. તમે પણ ભલા આદમી લાગો છો.
ગણેશ—પણ અમને દર પખવાડિયે તેના ખબર મળે છે. તેનો એક મિત્ર અમને ખબર આપે છે.
ગોવિંદ—તેનો મિત્ર ? હું જાણું છું ત્યાં સુધી તો તેને મિત્ર જ નથી.
ગણેશ—તેને લંડનમાં એક જીગરજાન મિત્ર છે. તે હિંદી છે. તેનો બાપ છ વર્ષ પહેલાં પચાસ હજારનો વારસો આપી ગુજરી ગયો.
ગોવિંદ—અને સાથે સાથે અધમજીવન ગાળવાની સગવડ પણ આપતો ગયો. મિત્રનું નામ પ્રભાકર કે ?
ગણેશ—બરાબર.
ગોવિંદ—પ્રભાકર લંડનમાં બદમાશ હિંદી તરીકે પ્રખ્યાત છે. તે દારૂડિયો અને જુગારી છે. અત્યાર સુધીમાં તેણે બે વખત ઇંગ્લંડની જેલની મજા માણી છે અને હિંદ આવ્યા પહેલાં ત્રીજી વખત માણવાની આશા રાખે છે.
ગણેશ—ત્યારે મારા પુત્ર હરિના મિત્ર પ્રભાકરની તમે વાત કરતા જણાતા નથી. તે કોઈ બીજો પ્રભાકર હશે.
ગોવિંદ—આખરે તમે પિતા–પુત્રપ્રેમમાં અંધ બનેલા પિતાછો.
ગણેશ—પણ તમે પ્રભાકર વિષે કહેતા હો તે સાચું હોય અને કદાચ તે પ્રભાકર હોય તોપણ મને ખાત્રી છે કે મારા પુત્ર હરિનું જીવન નિષ્કલંક હશે.
ગોવિંદ—મને માફ કરજો પણ તમારો અને તમારા કુટુંબનો હું સાચો મિત્ર થવા માગતો હોવાથી મારે તમને સ્પષ્ટ કહેવું પડશે. ઇંગ્લંડમાં હું તમારા પુત્રના નિકટ પરિચયમાં આવ્યો હતો.

**ગણેશ**—તે જાણીને હું ખુશી થાઉં છું.

**ગોવિંદ**—અને તેની તે વખતની મિત્રમંડળીને હું સારી રીતે જાણું છું. કદાચ તે મિત્રમંડળ હજુ પણ હશે. તેના શ્રેષ્ઠ પુરુષ મિત્રોમાં બોબી જોન્સ નામનો એક માણસ છે. જ્યારે અઠવાડિયાની આખરે દર શનિવારે બપોરે તે લંડન આવે છે ત્યારે આ માણસ હરિને ખૂબ દારૂ ઢીંચાવે છે, અને બોબી જોન્સને 'ઇસ્ટએન્ડ'[1] ની અફીણની દુકાનો સાથે પણ કંઇક સંબંધ છે. હરિના સ્ત્રી મિત્રોમાં એક નામચીન બાઈ છે જે 'પિકેડેલિ-સર્કસ'[2]માં રાત્રિ કલબ ચલાવે છે

**ગણેશ**—તમે મને શું કહી રહ્યા છો? મને ભય છે કે તમે ભૂલો છો. તે કોઈ બીજો હશે. ખચિત તે મારો પુત્ર હોઈ શકે નહિ.

**ગોવિંદ**—તમે આટલી નાની વયે તમારા પુત્રને ઇંગ્લંડ શા માટે મોકલ્યો? જ્યારે તે અહીંથી ઊપડ્યો ત્યારે તેને ભાગ્યે જ સત્તર વર્ષ થયાં હશે.

**ગણેશ**—જુઓને, લીલા પૂંઠાવાળી નોટમાં એકસો ને એક લીટીની કવિતામાં મેં લખ્યું છે તેમ પર્યટન સારી કેળવણીની શરૂઆત છે.

## હરિગીત

વ્હાણમાં સુસાફરી કરવી અતિ રસદાયી છે,
નેત્રો ઉઘાડીને વિશાળ બનાવી દે છે સર્વને;
હો હિન્દના પુત્રો! અને સહુ પુત્રીઓ! સુણજો તમે,
નિશ્ચય કરો દરિયાની પાર જવું મહાજળ સફરે.
દુનિયા મહાન બહુ પડી છે, તે તમે જ્યારે જુઓ,
ત્યારે નહીં પરવા કરો, આખાય વિશ્વ તણી અહો.

૧, ૨, લંડન શહેરના ભાગોના નામ.

વળી મારા યુવાન મિત્ર, મારા મૃત્યુ પહેલાં મારો પુત્ર ઇંગ્લંડ જઈ આવે તેવી મારી તીવ્ર ઇચ્છા હતી.

ગોવિંદ—તેના મિત્રો અને હિતેચ્છુઓ તેને માન આપે તેવું કંઈ લઈને તે પાછો ન આવે તો તેથી તેનામાં શું ફેર પડી જવાનો હતો?

ગણેશ—અરે તેણે તો ભારે કામ કર્યું છે. પ્રભાકર તો લખે કે તેણે એક શકવર્તી પુસ્તક લખ્યું છે અને તે મેકમિલન કંપની તરફથી તુરતમાં પ્રગટ થવાનું છે—મેકમિલન જેણે ટાગોરના પુસ્તક પ્રગટ કરીને તેને 'નોબલ પ્રાઇઝ' અપાવ્યું.

ગોવિંદ—પુસ્તક? શેના વિષે?

ગણેશ—હિંદીકળા ઉપર. તેણે એમ સાબિત કર્યું છે કે રવિવર્મા આખી દુનિયાના શ્રેષ્ઠ ચિત્રકાર હતા.

ગોવિંદ—ખરેખર...અને કદાચ પ્રભાકરના બીજા પત્રમાં એવા ખબર આવશે કે તમારા પુત્ર હરિએ આખી દુનિયાને એમ સાબિત કરી બતાવ્યું છે કે મનહર બર્વે આ સકાનો મહાન સંગીત શાસ્ત્રી છે એટલું જ નહિ પણ એંસી વર્ષની ઉમરે તે અગિયાર વર્ષનો અદ્દભુત બાળક રહેવાનો.

ગણેશ—કદાચ, તમારી વાત ખરી છે. મારો પુત્ર પ્રતિભાશાળી છે. એ પુસ્તકો લખવા ઉપરાંત પ્રભાકર લખે છે કે તેણે કાયદાનો અભ્યાસ પુરો કર્યો છે

ગોવિંદ—હા. પણ હજુ તેને 'ડિનર' પુરાં કરવાનાં છે. કાયદાનો અભ્યાસ ટૂંકો છે. પણ કાયદાના 'ડિનર' ઘણાં અને લાંબા હોય છે, તેથી જ એક હિંદીને બેરિસ્ટર થતાં આટલાં બધાં વર્ષો લાગે છે.

ગણેશ—મને ખબર પડી છે કે તેણે ફોજદારી કાયદાનો અભ્યાસ-ક્રમ લીધો છે.

ગોવિંદ—હા, અને તે તેના ખરેખરા અર્થમાં લીધો છે. મારા ભોળા મિત્ર! જ્યારે તમારો પુત્ર પાછો ઘેર આવશે ત્યારે મારા કહેવાનો અર્થ તમને સમજાશે.

ગણેશ—વળી મેં સાંભળ્યું છે કે તે આ સત્રમાં બેરિસ્ટર થઈ જશે.

ગોવિંદ—તે તો પ્રભુ જાણે! પરંતુ દારૂના પીઠાંની ચાકરડીઓ તેને હમેશાં બૂમ મારીને બોલાવે છે કેમકે તેઓ જાણે છે કે હરિના પિતાના પરસેવાનો પૈસો દારૂમાં ઉડાવવામાં હરિને વાંધો નથી.

ગણેશ—એમ કહેવાય છે કે નૃત્ય અંગ્રેજી સંસ્કૃતિનો એક ભાગ છે.

ગોવિંદ—હા, અને જ્યારે તમારો પુત્ર પાછો પધારશે ત્યારે તમને બધાને ઊભાં નચાવશે. તે વખતનો દેખાવ સારો નહિ થાય.

ગણેશ—નૃત્ય ઉપર તમે મારું સડસઠ લીટીનું કાવ્ય સાંભળ્યું છે?

### ઉપજાતિ

છે નૃત્ય તો સુંદર એક ચીજ,
તે સર્વને જાણવું જોઈએ જ;
જ્યારે તમે નૃત્ય મહીં પ્રમુગ્ધ,
ભૂલી જશો રે નક્કી આપ જાત,

ગોવિંદ—ખરેખર, તમે સંપૂર્ણ આત્મભાન ભૂલી જાઓ છો. તમારો પુત્ર પણ તેનું આત્મભાન ભૂલી જશે...

ગણેશ—મને ભય છે કે તમે મારા પુત્ર વિષે ખોટી કલ્પનાઓ બાંધી છે. તે આદર્શ પુત્ર છે. મેં જ્યોતિષ કાર્યાલયમાં તેની જન્મ કુંડળી કરાવી હતી અને તેમાં એમ લખાઈ આવ્યું કે તે બીજો લોર્ડ સિંહા થશે. મેં તે જન્મકુંડળીના પચીસ રૂપિયા આપ્યા હતા.

ગોવિંદ—લોર્ડ સિંહાને માટે તમે પચીસ રૂપિયા આપ્યા તેમ તમારા કહેવાનો અર્થ છે. પચીસ રૂપિયાથી ગમે તેવો વૃદ્ધ માણસ પોતાના પુત્રને બીજો લોર્ડ સિંહા બનાવી શકે.

(બહાર સાઇકિલની ઘંટડીનો અવાજ સંભળાય છે. ગણેશ અંધારામાં ડોકિયું કરે છે)

ગણેશ—લો. મારી પૌત્રી લાગે છે. બહાર બહુ અંધારું છે.

ગોવિંદ—તે સાઇકિલ જાણે છે?

ગણેશ—ના...

ગોવિંદ—હું ધારું છું કે મેં બહાર સાઇકિલની ઘંટડીનો અવાજ સાંભળ્યો.

ગણેશ—કદાચ તેનો મિત્ર હોય...જુઓને, હું કન્યાસ્વાતંત્ર્યમાં માનનારો છું.

ગોવિંદ—સ્વતંત્રતા! હું તેને સ્વચ્છંદતા કહું છું.

ગણેશ—(અંધારામાં કોઇને બૂમ પાડે છે) કોણ છે? (તાર લઇને તે પાછો ફરે છે) તાર આવ્યો છે.

ગોવિંદ—હું ધારું છું કે તમારા પુત્રનો હશે.

ગણેશ—(ઉઘાડીને તે વાંચે છે) "સાડા ત્રણસો પાઉંડ તારથી જલદી મોકલો; હરિ."

ગોવિંદ—આ હરિનો તાર નથી. તે તાર તેની અંદર રહેલ સેતાન જે તેને ઊંડા નર્કમાં ભુસ્કો મારવા પ્રેરણા કરી રહ્યો છે તેનો છે. બુઢ્ઢા બાપા, મને તમારી દયા આવે છે.

ગણેશ—સાડા ત્રણસો પાઉંડ, અફસોસ. હવે તો આ ઘર બાકી રહ્યું છે. દામોદર ઝવેરી લાંબા વખત થયાં તે માટે માગણી કરી રહ્યો છે. હું તે વેચીશ નહિ પણ ફક્ત ગીરો મૂકીશ. તેમાં કંઇ નુકસાન નથી. હરિ આવીને થોડા મહિનામાં તે છોડાવી લેશે. વહાલો પુત્ર, તેને ઘણી જરૂર હોવી જોઈએ. કદાચ તે ભૂખે મરતો હશે. નહિતર તે પૈસા માટે તાર કરે નહિ. મારા વહાલા પુત્ર! ગોવિંદ! લંડનમાં ભૂખે મરવું કેવું આકરું હશે! ત્યાં ઠંડી કેવી સખત પડતી હોવી જોઈએ! બહુ ઠંડી પડે છે

ને ? લોકો કહે છે કે આંગળીઓમાંથી સ્પર્શશક્તિ ચાલી જાય છે અને પેટમાં ભૂખ પણ ઠરી જાય છે અને શિયાળામાં ખાવાની ઠીક જરૂર પડે છે. શિયાળામાં તેની પાસે પુરતાં ગરમ કપડાં હશે કે કેમ તે જ મને નવાઈ લાગે છે. બેટા હરિ...અથવા તો તેનો અભ્યાસ પુરો થયેલ હોઈ તે પાછો આવવા ઇચ્છતો હશે.

**ગોવિંદ**—તેને મજા છે. તેને ખોરાક અગર કપડાં માટે પૈસા જોઈએ છીએ તેમ એક ક્ષણ પણ કલ્પના કરતા નહિ. જીવન ટકાવવાને તેને તેની જરૂર નથી. તેને દારૂ પીવા તથા પાપની નગ્નતા માટે પૈસા જોઈએ છે. અધોગતિના મૃત્યુને ટકાવી રાખવા માટે તેને પૈસા જોઈએ છે. મારા મિત્ર, તેને એક પણ પાઈ ન મોકલવાની હું તમને સલાહ આપું છું. કેમકે મારું માનો તો તમારો પરસેવાનો પૈસો તમારા પુત્રના પાપમાં વેડફાઈ જશે.

**ગણેશ**—ના, મારા યુવાન મિત્ર, તમે મારી માફક વૃદ્ધ નથી. તમે કદી પિતા થયા નથી તેથી આવી શિખામણ મન પર લેતાં પિતાને કેટલું લાગી આવે તે તમે જાણી શકો નહિ.

**ગોવિંદ**—તે પર ધ્યાન ન આપવાથી તમને ઘણું વધારે શોષવું પડશે. યાદ રાખજો કે, તમારા પુત્રના પાપ માટે તમારે અત્યંત સહન કરવું પડશે. ભવિષ્યના બાઇબલમાં લોહીના અક્ષરે લખાશે કે બાળકોના પાપનો બદલો તેમના માબાપો તથા દાદા દાદીઓ પાસેથી લેવાશે અને અધઃપતન પામેલાં બાળકોના શાપો સ્વર્ગ ચીરીને જેમણે બાળકોને જન્મ આપ્યો. અંધ અને મૂર્ખ પ્રેમથી તેમનામાં ભવિષ્યના નાશના બીજ રોપ્યાં તેમના પર પુરેપુરું વેર લેશે.

( સુશિલા પ્રવેશ કરે છે. તેણે ઝાલરવાળું ફ્રોક પહેર્યું છે. તેના કપાળ આસપાસ રિબન છે. તેના મોઢાપર પાઉડર લગાડેલ છે. તે મોજાં તથા બૂટની હિમાયતી છે. )

સુશિલા—( અક્કડ રીતે ગોવિંદ સાથે હાથ મિલાવે છે). મિ. ગોવિંદ, ગુડ ઇવનીંગ.

ગણેશ—અહો ! તે આવી. બેટા, તારા કાકા હરિએ પૈસા મંગાવવા તાર કર્યો છે. તે જલદીથી ઘેર આવશે.

ગોવિંદ—( એક બાજુ જઇને ) કદાચ ગીરો મૂકેલ ઘેર.

ગણેશ—બેટા, બહુ થાકી ગઈ છો? તે દિવસે ઉદ્યાનવિહારમાં કલેકટર સાહેબ પાસે તું બોલી હતી તે કવિતા મિ. ગોવિંદને સંભળાવને.

ગોવિંદ—મને લાગે છે કે બહુ મોડું થઈ ગયું છે અને મારે જવું જોઈએ. વળી આ સમય કવિતા માટે તો નથી. આ તો નક્કર ગદ્ય માટેનો સમય છે. હમણાં તો હું જાઉં છું પણ જતાં પહેલાં હું તમને કહું છું કે તમારી પુત્રવધૂ માલતીને લોહીની ઊલટી થાય છે.

ગણેશ—તે તો હરિને ઝંખ્યા કરે છે. તેથી હરિ આવશે એટલે તે સાજી થઈ જશે. મારી એક સો લીટીની કવિતામાં કહ્યું છે તેમ—

ઉપજાતિ

જ્યારે પતિ નિજ પ્રિયા ત્યજે છે,
હા! પત્નીનું જીવન શું બને છે !
શય્યા તણી ચાદર શ્વેત સ્વચ્છ !
હા ! તે બને નારી તણું જ જીવન.

સુશિલા તે કવિતા આ ગૃહસ્થને સંભળાવ.

"જ્યારે પતિ નિજ પ્રિયા ત્યજે છે."

ગોવિંદ—અને બીજીને ગ્રહણ કરે છે.....

ગણેશ—પણ પ્રાસ બરાબર મળતો નથી.

ગોવિંદ—પ્રાસ મેળવવાનો જ નથી. તે તો સાદું ગદ્ય છે. સમય જતાં એમ સાબિત થશે કે કેટલુંક ગદ્ય પદ્ય કરતાં વધારે સત્ય છે.

# અંક બીજો

તેજ ઓરડો પણ અંગ્રેજ ગૃહસ્થના ઘરનું વાતાવરણ બતાવતો હોય તેવી રીતે સજજ થયેલો છે. તેમ છતાં તેમાં કંઈક હિંદી વાતાવરણ રહી ગયું હોય તેમ લાગે છે. ટેબલ ઉપરથી બુઢ્ઢા માણસની વસ્તુઓ અદૃશ્ય થઈ છે. તેના પર લૂગડું આચ્છાદિત કરેલ છે. ગણેશરાવની પ્રેરણાથી ભરપૂર નોટો ને બદલે ફોટાઓ, આમંત્રણ પત્રિકાઓ તથા લંડનના ખાણાની વિગતવાળાં કાર્ડ પડ્યાં છે. કબાટપર લૂગડું ઢાંકી દેવામાં આવ્યું છે. એક નાના ટેબલપર 'વિનસદેવી' અથવા ગમે તે ગ્રીસની દેવીનું નગ્ન પૂતળું પડ્યું છે. આ ટેબલના પાયા પાસે અર્ધી ઉઘાડી સુટ-કેઇસ પડી છે. તેમાં એક જૂનો સુટ અને ખમીશ પડ્યાં દેખાય છે. બહાર ખીંટીપર પાટલુન તથા ટાઈ લટકે છે. દિવાલની ખીંટીપર રૂંવાટીવાળી મોટી ટોપી લટકે છે. જ્યારે પડદો ઊઘડે છે ત્યારે હરિ દેખાય છે. તે ઇંગ્લંડ જઈ આવેલ હિંદી છે. તેનામાં રાષ્ટ્રિય સંસ્કૃતિની ભાવનાનો સદંતર અભાવ દેખાય છે તેના મોઢામાં પાઇપ ( ચૂંગી ) છે. 'મદ્રાસ મેઇલ' વાંચતાં વાંચતા તે અવારનવાર પાઇપ મોઢામાંથી બહાર કાઢે છે.

**હરિ**—( બૂમ પાડે છે ) છોકરા, છોકરા.

( હિંદી વસ્ત્રો પહેરેલ બબરચી હાજર થાય છે )

**બબરચી**—સા'બ, આપ હમકુ બુલાયા ?

**હરિ**—મેં બૂમ મારી. હિંદમાં બૂમ પાડ્યા શિવાય ચાલી શકે નહિ. એવો નાલાયક દેશ છે કે જ્યાં દરેક જણ—ગાંધીથી માંડીને છેલ્લામાં છેલ્લા માણસ સુધી—બૂમ મારે છે.

**બબરચી**—સા'બ, આપ અચ્છા હિંગ્લિશ બોલતે હૈં.

**હરિ**—ને તુમ ઢેઢ ઇંગ્લિશ બોલતે હૈ. મારી વ્હીસ્કીની શીશી લાવ. ‘પી’ અને ‘ઓ’ લેબલવાળી સુટકેસમાં તે પડી છે. તે કોચરાઓને ખબર ન પડે તેટલું ધ્યાન રાખજે.

**બબરચી**—કોચરાઓ, સા’બ ?

**હરિ**—મારા માબાપની હું વાત કરુ છું. તે એટલા બધા જૂના વિચારના તથા પ્રગતિવિરોધક છે.

**બબરચી**—સા’બ, બહોત હુશિયાર. ( તે બહાર જાય છે )

**હરિ**—( વર્તમાનપત્ર વાંચે છે )

“ કલકત્તામાં હુલ્લડ ”, “ એકસો પાંચ મરાયા ”. અહીં આવી વસ્તુની જરૂર છે. પુષ્કળ રક્તપાત. મૃત પ્રજાએ તંદુરસ્તી પ્રાપ્ત કરવા માટે દૂષિત લોહી વહેવડાવવું જોઈએ. પાન ચાવતા આ ગુલામોની તથા તેમના માયાવાદની આ દેશમાંથી સદંતર જડ કાઢવી જોઈએ. હિંદ એટલે મચ્છર, એકસોને દશ ડીગ્રી તાપ, અને પરસેવો ( વ્હીસ્કી લઈને બબરચી આવે છે). બોલતાં ન આવડે તેવા બબરચીની તો વાત જ ન કરવી.

**બબરચી**—સા’બ. વ્હીસ્કી.

**હરિ**—થેંક્યુ (આભાર થયો). તારું નામ શું?

**બબરચી**—સા’બ, પોલ મુનાસ્વામી.

**હરિ**—બધાં હિંદી નામો જેવું તદ્દન નાલાયક હસવા જેવું નામ. તું ખ્રિસ્તિ છો ?

**બબરચી**—હા, સા’બ.

**હરિ**—પ્રોટેસ્ટન્ટ કે ?

**બબરચી**—સા’બ. કેટલિક

**હરિ**—કેટલિક ? તેવો જ લાગે છે. પોલ મને લાગે છે કે તારે તારું જંગલી નામ અને તેવા જ બેડોળ કપડાં બદલવાનો વખત આવી લાગ્યો છે.

**બબરચી**—સા'બ, ક્રિશ્ચન બટલર પર કૃપા રખના.

**હરિ**—ઠીક, તને ગણિત આવડે છે?

**બબરચી**—શું? તાડીની દુકાન પાસે રહેનાર, ફક્કડ જાકીટવાળો, હીરાની છેલકડીવાળો માણસને?

**હરિ**—બંદર! તું ખરેખર બંદર છે. પૉલ મુનાસ્વામી આમ જો. તારા નામમાંથી 'મુના' કાઢી નાખવાની હું છૂટ લઉં છું અને તેથી હું તને પૉલ સામી કહી બોલાવીશ. મુના ચાલ્યું ગયું–

**બબરચી**—નવા નામ 'હિંગલિશ' જૈસા લગતા હૈ, સા'બ.

**હરિ**—(સુટકેઈસમાંથી એક સુટ કાઢે છે.) અને સાંભળ. તારે સારાં કપડાં પહેરવાનાં છે. આ કપડાં લે ને તારા હિંદી વિચિત્ર કપડાંની હોળી કરી નાખ. તારી પાઘડી રાખજે કેમકે તું નોકર છો.

**બબરચી**—સા'બ, ઈસ્કે લિયે આપકા અહેશાનમંદ હુઆ. અબી હમ હિંગ્લિશ બટલર હો ગયા.

**હરિ**—તારા દિદારનું પરિવર્તન થઈ ગયું.

**બબરચી**—પરિવર્તન! બડા શબ્દ. હમકું હિંગ્લિશ લગતા હૈ.

**હરિ**—તને અંગ્રેજી લાગે છે તે જાણી મને આનંદ થાય છે. અંગ્રેજી લાગવું તે જીવંત રહેવા જેવું છે. હિંદી લાગવું તે મૃત્યુ કરતાં વધારે ખરાબ છે (બબરચી જાય છે) ઇંગ્લંડ! કલાઈવ, ચાર્લીચેપ્લિન અને હોરેશીઓ બોટમલિની માતૃભૂમિ! (માલતી પ્રવેશ કરે છે)

**માલતી**—પ્રભુ, આપની તથા મારી માતા આપની સાથે વાતચિત કરવા માગે છે. આપ ઘેર પધાર્યા પછી આપની માતા સાથે એક પણ શબ્દ બોલતા નથી.

**હરિ**—યુવતી, તું ભૂલી જાય છે કે બધી હિંદી ભાષાઓ કરતાં મને અંગ્રેજી ભાષા સદા પસંદ પડી છે અને જાણવા લાયક તે

એકજ ભાષા છે. જો તારી ઘરડી સાસુને હિંદની રાષ્ટ્રભાષા ન આવડતી હોય તો તેમાં મારો દોષ નથી.

**માલતી**—યહ બદબો કહાંસે આ રહી હૈ ?

**હરિ**—પ્રભુ ખાતર, અંગ્રેજીમાં બોલ. હું તો પરદેશી ભાષા સાંખી શકતો નથી. બ્રિટિશ સંગ્રહસ્થાન વેરાન થવું જેટલું દુષ્કર છે તેટલી તારી ભાષા બદલવી દુષ્કર છે.

**માલતી**—આ દુર્ગંધ ક્યાંથી આવે છે ?

**હરિ**—મને પ્રશ્નો પૂછતી નહિ. હું જૂઠું કહીશ નહિ.

**માલતી**—હાય, અફસોસ. સારે તો બધું સત્ય લાગે છે.

[માલતી જાય છે અને બબરચી ઇંગ્લિશ પોશાકમાં દાખલ થાય છે.]

**બબરચી**—સલામ સા'બ. હમ ખડા હો ગયા.

**હરિ**—તારું પેટ તો મોટું છે. પોલ! તારી જિંદગીમાં તેં નોકરી કરી હોય તેવા માણસો કરતાં હું જુદો હોઉં તેમ તને નથી લાગતું ?

**બબરચી**—જુદાપણું! પુલાવર ઔર પટેટાં જૈસે તફાવત. પુલાવર હિંગ્લિશ લગતા હૈ. પટેટાં નગ્ન હિંડિયન જૈસા હૈ.

**હરિ**—આમી, તને નથી લાગતું કે હું સુંદર છું ?

**બબરચી**—બહોત સુંદર. હિંગ્લિશસેં બી બહોત સુંદર.

**હરિ**—બરાબર 'એક નૂર આદમી, હજાર નૂર કપડાં.' હું ઘેર (ઇંગ્લંડ) ગયા પહેલાં કેવો સાધારણ લાગતો હતો તે મને યાદ છે. તેવા દેખાવા ઉપરાંત હું મૂર્ખ હતો. મારાં જૂનાં સ્થાનને છોડી હું ઇંગ્લંડ જવા ખુશી નહોતો પણ પિતાએ પ્રેરણાને અંગે મને ઇંગ્લંડ મોકલ્યો. આ કાયરાએ આખી જિંદગીમાં તે એક જ અક્કલવાળી બાબત કરી. એકવાર ઇંગ્લંડ પહોંચ્યા પછી આ કંગાલ ઘેર પાછા ફરવાની મારી મરજી નહોતી.

**બબરચી**—સા'બ. આપકા મુખસે મોતી ગિરતે હૈં.

**હરિ**—સામી, જો, ઈંગ્લંડમાં લોકોને સ્વતંત્રતા હોય છે.

**બબરચી**—જૈસે બખત થે મન મેં આતે હૈ તૈસે બખત વો કરતે હૈ ઉસ્કા નામ સ્વતંત્રતા.

**હરિ**—અને ખરેખર હું મારી ઇચ્છા મુજબ કરતો અને તેમ કરતાં કોઈ અટકાવતું નહિ. કારણ! છ અઠવાડિયામાં મેં ત્રણસોને પિસ્તાળીસ પાઉંડ ઉડાવ્યા અને આ ઘરના બુઢ્ઢાઓને તો તેની ખબર પણ નથી.

**બબરચી**—સા'બ. બહોત પેસા ઉડાયા.

**હરિ**—જો ઉડાઉપણે પૈસા ન ખર્ચાય તો તેની કિંમત કશી નથી. પૈસાની કિંમત તે ખરચવામાં છે.

**બબરચી**—જૈસે હલવાકી લિજ્જત ખાનેમેં હૈ.

**હરિ**—ઈંગ્લંડ ગયાં પહેલાં હું બહુ નીતિવાન હતો.

**બબરચી**—સા'બ. આપ ચાયસે કરો દુસરા આદમી ન જાને વો નીતિ.

**હરિ**—પાંજરામાં પડ્યો વાઘ કોઇને ઈજા કરતો નથી. તે કંઈ કરી શકે નહિ. તેની વૃત્તિઓ દબાયેલી રહે છે. તે પાળેલ, માયાળુ અને નૈતિક સૌંદર્યવાળો લાગે છે. તેને છૂટો મૂકો તો તેની નીતિનો અંત આવે છે. વાઘ નીતિવાન નથી પણ પાંજરું તેને નીતિવાન બનાવે છે.

**બબરચી**—હિંદી વાઘ જૈસા હૈ. સા'બ.

**હરિ**—સેમ, હું ધારું છું કે તું દારૂ પીએ છે. તું નથી પીતો એમ મને કહેતો નહિ.

**બબરચી**—દારૂ, સા'બ? સબ ખ્રિસ્તિ દારૂ પીતે હૈં.

**હરિ**—(પ્યાલામાં દારૂ રેડે છે) આ લે. મારા માનમાં તે પી.

(બબરચી પીતો હોય છે ત્યાં માલતી દાખલ થાય છે)

**બબરચી**—સાબ, કિતના અંડેં આપકું ચઈતા હૈ!

**હરિ**—આપણા પાડોશીની મરઘી મૂકે તેટલાં. (બબરચી જાય છે) કેમ માલતી! હજુ ટપાલ નથી આવી. ગયા મહિનાના શબ્દ ચોરસનું ઇનામ મેળવવાની મને આશા છે.

**માલતી**—તમે દારૂ પીઓ છો તથા મને-તમારી પત્નીને-આમ એકલી તરછોડો છો તે જોઈ પિતૃઓ તથા દેવો પણ રુઠશે.

**હરિ**—માલતી, તે વાત છોડી દે. હું એક અતિ જૂના રિવાજને પુનર્જીવન આપું છું. દેવો માટે પૂછતી હો તો હું તને ખાત્રીથી કહું છું કે દારૂ પીતે જ તેમણે તારો દેશ સર્જ્યો છે.

**માલતી**—બાપા તથા બા રડે છે.

**હરિ**—માબાપ એક અકસ્માત છે. ફક્ત અકસ્માતથી હું મારા પિતાનો પુત્ર થયો. તેવીજ રીતે મારા પિતા તેના પિતાના પુત્ર થયા. આખરે મારા જેવા મનુષ્યની ફરજ વૃદ્ધ માતપિતાને નૂતન રીતે વિચાર કરતા તથા જીવતા શીખવવાની છે, અને જો તેઓ નૂતન શ્રેણિને અનુસરી ન શકે તો મેકૉલેની પ્રખ્યાત મિનિટના જન્મ પહેલાના હિંદના નમૂના તરીકે તેમને મ્યુઝિયમમાં મોકલી દેવા જોઈએ, માલતી.

**માલતી**—પ્રાણનાથ.

**હરિ**—ઇશ્વરની ખાતર મને તેવા જૂના નામથી બોલાવતી નહિ. મને 'હેરી' કહે. હું જાતીય સમાનતામાં માનું છું. જે છૂટ હું લઉં તે છૂટ તું લે એમ હું ઇચ્છું છું. હું તને માલતી કહી બોલાવું છું, તો પછી તારે મને 'હેરી' નામથી શા માટે ન બોલાવવો તેનું કંઈ કારણ નથી.

**માલતી**—પતિ પ્રકાશ છે, પત્ની તો પડછાયો છે.

**હરિ**—એ બધું ધતિંગ છે. તારે જાણવું જોઈએ કે સમય બદલાયો છે અને હું તને બદલવા માગું છું. જૂના કોચરાની સાલના

સ્ત્રીત્વના આદર્શ તું ભૂલી જા તેમ હું ઇચ્છું છું. હું તને આધુનિક સ્ત્રી બનાવવા માગું છું. મેં તે તને ઘણી વખત કહ્યું છે.

**માલતી**—હું તો કૂવેથી પાણી ભરનારી ગામડિયણ રહી. 'આધુનિક' શબ્દ મારે મન નવો છે. મારો આત્મા—ભગવાનનું ઝળહળતું મોતી—વેચતાં મને દિલગીરી થાય છે.

**હરિ**—અંગ્રેજી બોલ. માલતી, મારે તને કેટલી વખત યાદ આપવું? તું હુશિયાર સ્ત્રી છો! મને ખાત્રી છે કે વખત તથા તક મળતાં હું ધારું છું તેવી તું થઇશ. આપણા નવા આઇ. સી. એસ. (ઇંડિયન સિવિલ સર્વન્ટ, હિંદી સનંદી નોકર) ની પત્ની તારી પાસે પાણી ભરશે. ચાલ, માલતી, તારાં જૂનાં કપડાં કાઢી નાખ અને આઇ. સી. એસ. ની પત્નીની માફક રેશમી મોજાં અને ફ્રેંચ શુઝ પહેર. તારે ઇજિપ્શિયન એરિંગ પહેરવા પડશે. તે ચળકાટ મારશે અને લોકોનું આકર્ષણ કરશે. આઇ. સી. એસ. ની પત્ની માફક તું કપડાં પહેરવાનો, ફરવાનો તથા વાતચિત કરવાનો નિશ્ચય કર તેમ હું કેટલો ઇચ્છું છું!

**માલતી**—પતિ પત્ની પાસે શું કરાવવા માગે છે?

**હરિ**—તું ફેશનદાર થા તેમ હું ઇચ્છું છું. હું જે કરું તેમાં સાથ આપીને તારે મારા પ્રત્યેનો પ્રેમ બતાવવો તેમ હું ઇચ્છું છું. તું નૂતન રીતે વિચાર કરતી થા તેમ હું ઇચ્છું છું. આ નવી સદીની તથા હમણાં જ અસ્તિત્વમાં આવેલ નવીન માણસની—મારી જરૂરિયાત તું સમજે તેમ હું ઇચ્છું છું; માલતી, તું મને સુખી જોવા ઇચ્છે છે તેમ હું માનું છું.

**માલતી**—પતિ પ્રત્યેના પત્નીના પ્રેમનો પ્રશ્ન આવ્યો છે.

**હરિ**—ત્યારે તારે તેની સાબિતી આપવી પડશે (સિગ્રેટનો ચાંદી ડબો ધરીને તેને આપે છે) ચાલ, કર આનંદ, મારા આનંદમાં ભાગીદાર થા.

માલતી—પતિરાજ, મને બચાવો.

હરિ—આથી કશું નુકસાન થવાનું નથી. ખરી રીતે તો તને ફાયદો થશે. થોડાં ટીપાંથી તને બેચેની નહિ થાય. ચાલ, લે. જૂના નૈતિક વિચારોને તારે તિલાંજલિ આપવી પડશે. વળી જો તું પાણી અને દારૂના સાહચર્યનો સ્વીકાર નહિ કરે તો તું સભ્ય સ્ત્રી થઈ શકીશ નહિ.

માલતી—મને મારી નાખો.

હરિ—તને મારી નાખવાની મારી ઇચ્છા નથી. હું યત્ન કરું તો પણ તને મારી શકું નહિ. મારા મનથી તો જૂના રીત રિવાજ-વાળાં હિંદી સ્ત્રી પુરુષો મુડદાંના ઢગ જેવા છે. તે બધા મૃત્યુ પામેલા છે. તને જીવંત જોવાની મારી ઇચ્છા છે તેથીજ હું તારામાં નૂતન વિચારો તથા જીવનને ઉત્તેજન આપવા માગું છું. માલતી, જો તું મારી સાથે દારૂ પીએ ને નાચે તથા નિરામિષ આહાર બંધ કરી દે તો હું તને કેવો ચાહીશ!

માલતી—ના, પ્રભુ, તમને તે લાગે છે એટલું જ. જો હું હિંદી રીત રિવાજ, વિચાર અને જીવન ભૂલી જાઉં તો મારા પ્રભુ, તમે તિરસ્કારથી સળગી ઊઠશો. માત્ર થોડો વખત મને આપના પક્ષમાં લેવાનો આપને વિજય મળશે અને આપનો ગર્વ સંતોષ પામશે. પછી તરત જ મારામાંથી હિંદી આત્મા નાશ પામતાં આપને દુઃખ થશે.

હરિ—હિંદનો આત્મા! એવી વાત કર નહિ. હિંદને આત્મા જ નથી. હિંદ તો ગુલામગીરીની ગર્તમાં સબડતું આત્માહીન કુક્કર જેવું છે.

માલતી—પ્રભુ, આપ પણ એક હિંદી છો.

હરિ—ત્રણ વર્ષ પહેલાં હું હિંદી હતો, પણ પ્રભુનો પાડ માન કે ઇંગ્લંડે મને બધું શીખવ્યું. હિંદી વિચાર અને જીવનની શૃંખલામાંથી

નાસી જતાં ઇંગ્લંડે મને શીખવ્યું. માલતી, તે શૃંખલા તું પણ તોડી નાખ એમ હું ઇચ્છું છું. ચાલ, ખરી સહચરી બન. લે. (વિહસ્કિના થોડાં ટીપાં આપે છે)

**માલતી**—મારાથી બની શકશે તો હું ખરી સહચારિણી થઇશ, પણ તેને હું અડકીશ નહિ.

**હરિ**—તું મારી સાથે પીશ કે નહિ?

**માલતી**—પ્રભુ, માફ કરો, ના—

**હરિ**—તું નહિ પી?

**માલતી**—જો હું હિંદી પત્ની હોઉં તો તો નહિ જ.

**હરિ**—જો તું ખરી હિંદી પત્ની હો તો તારે તારા પતિના કહેવા પ્રમાણે કરવું જોઈએ. તારે તારા પતિની છાયા થવું જોઈએ.

**માલતી**—ખરો પતિ તો પોતે પીએ નહિ ને પત્નીને પીવાની ફરજ ન પાડે. જ્યારે પતિ પ્રકાશ હોય, ત્યારે જ પત્ની છાયા હોય.

**હરિ**—સબૂર, આ તો ઉદ્ધતાઇની શરુઆત થઈ. તે સારું ચિન્હ છે. તે પ્રગતિ બતાવે છે. પુરુષની સામે પોતાનો પક્ષ સાબિત કરવો તે સભ્ય સ્ત્રીનું લક્ષણ છે. હું તેથી ખુશી થાઉં છું. વહાલી માલતી, હું જાણીને ખુશી થાઉં છું કે, દારૂડિયા તથા ખૂની પતિને પણ આંધળા પ્રેમથી પૂજનારી મૂર્ખ હિંદી પત્ની કરતાં તું જુદી પડે છે. પણ અલબત્ત, હું દારૂડિયો કે ખૂની નથી.

**માલતી**—તમે દારૂ પીઓ છો માટે તમે પણ દારૂડિયા.

**હરિ**—હું દારૂડિયો નથી, હું દારૂ પીનાર છું. બન્ને વચ્ચે મોટો તફાવત છે.

**માલતી**—કંઈ તફાવત નથી. એક ટીપું કે સો ટીપાં બધું સરખું છે. અને જ્યારે તમે પત્નીને પીવાની ફરજ પાડો ત્યારે તમે ખૂની ગણાઈ શકો.

**હરિ**—તારી વાતચિત મૂર્ખ જેવી છે,

**માલતી**—તમે પત્નીના શરીરનું નહિ પણ આત્માનું ખૂન કરો છો.

**હરિ**—તું અને તારો આત્મા બન્ને પડો ઊંડી ખાડમાં. આત્મા, બુઢ્ઢા દાદા દાદીઓની તથા અલમસ્ત ગુરુઓની માન્યતા માત્ર છે.

**માલતી**—મને મારી નાખશો તો પણ હું તેને અડકવાની નથી.

**હરિ**—તો આ ઓરડામાંથી ચાલી જા. તારી હિંદી હાજરી મને કંટાળા ભરેલી લાગે છે. જ્યારે તું મને વધારે સારી રીતે સમજી શકે ત્યારે મારી પાસે આવજે. આઈ. સી. એસ. ની પત્ની માફક કપડાં પહેરીને મારી પાસે આવજે. ઊંચી એડીવાળા બૂટ પહેરીને આવજે, અને આવ ત્યારે મારી પાસે માંસ અને મચ્છીનાં ગીત ગાજે. મારી પાસે વ્હિસ્કિ[1], બ્રાન્ડી, રમ અને બ્લેકબેરીની કવિતા ગાજે. જો તું ગાઈ ન શકે તો આવતી જ નહિ. તો પછી તારી મા પાસે જઈને તેને રસોઈમાં મદદ કરજે, ત્યાં જઈને માટીના કાળા વાસણમાં પાણી ભરજે, અને રામાયણ ને મહાભારત વાંચજે.

(ટપાલ લઈને બબરચી પ્રવેશ કરે છે)

**માલતી**—મારું ગૃહજીવન નાશ પામે છે, મારું હૃદય તૂટી પડે છે. અભાગણી માલતી!

**હરિ**—ચૂપ. બબરચી આવે છે. તેને ખબર પડવી ન જોઈએ. માલતી, હું તને ચાહું છું. તું ભલી બાળા છો.

**માલતી**—તદ્દન જૂઠું. હું સાચી છું. મારું ગૃહજીવન નાશ પામે છે અને મારું હૃદય તૂટી પડે છે.

**બબરચી**—સા'બ. ટપાલ ટ્રે પર રખ્ખી હૈ.

**હરિ**—ગદ્ધા, જો આ બાબતનો શબ્દ પણ કોઈને કીધો તો ગળચી ઝાલીને ઘરમાંથી કાઢી મૂકીશ.

---

1 ચારે નામ જુદી જુદી જાતના દારૂનાં છે.

**બબરચી**—સા'બ, સબ ઘરમેં ઐસા ચલતે હૈ સમાજમેં સબ ગૃહસ્થ ઔર સન્નારી હૈં. હમ હિંગ્લિશ બટલર હૈં. સબ બાત ગુપ્ત રખ સકતે હૈં સા'બ, એક બિલ આયા હૈં.

**હરિ**—( બિલ લે છે ) એકસો વીસ રૂપિઆ દશ આના. મારી પાસે તો રાતી પાઈ પણ નથી. હું સમચોરસ શબ્દની હરિફાઈમાં ઈનામની આશા રાખું છું. કદાચ તે મળ્યું હશે. એક મિનિટ સબૂર. ( વાંચે છે ) આ તો બીજું બિલ નીકળ્યું. સીગારનું. સેમિ, તું મને થોડા પૈસા ઉછીના આપીશ ?

**બબરચી**—સા'બ, હમ ?

**હરિ**—મને ઇનામ મળશે કે હું તુરત પાછા આપી દઈશ.

**બબરચી**—સા'બ, મેરી પાસ પૈસા નહિ હૈ !

**હરિ**—જા, મારી પત્નીને અહીં મોકલ. ( બબરચી જાય છે ) પસા —હાથનો મેલ. લાયક માણસને કદિ પૈસા મળતા નથી. ગંદા, ચામાચિડિયાથી ભરપૂર હિંદી મંદિરોમાં અઢળક પૈસા હોય છે. તે લૂંટી બધા પૂજારીઓને મારી નાખવા હું તો ઇચ્છું.

**માલતી**—આપે મને બોલાવી ?

**હરિ**—માલતી ! મારી વહાલી માલતી ! તું ખરી હિંદુ પત્ની છો. તને આપેલ દુઃખ માટે હું દિલગીર છું. તારી ઇચ્છા ન હોય તે હું તારી પાસે કરાવવા માગતો નથી. તારા સિદ્ધાંતની વિરુદ્ધ પાપ કરવાની તને હું કદિ ફરજ પાડીશ નહિ. હું જાતીય સમાનતામાં માનનારો છું.

**માલતી**—મારા પતિના આવા શબ્દો મારા ઘાને રુઝાવે છે.

**હરિ**—માલતી, તું હીરાના દાગીના કેમ પહેરતી નથી ? આપણે પરણ્યાં ત્યારે તો તું પહેરતી. તારી માતાએ તને આપેલ સુંદર હીદા અને માણેકવાળી વીંટી ક્યાં ગયાં ?

**માલતી**—તે વેચીને આપને વિલાયતમાં પૈસા મોકલ્યા.

હરિ—એમ કે ? અફસોસ. અને તારી સોનાની ચેન ક્યાં છે ?

માલતી—તે પણ વેચાઈ ગઈ.

હરિ—ત્યારે તું પહેરે છે તે મોતીના એરીંગ જ તારી પાસે બાકી રહ્યાં જણાય છે.

માલતી—હા.

હરિ—તે પણ તેં કેમ ન વેચી નાખ્યા ?

માલતી—કોઈ ખરીદતું નથી. મોતી ડાઘી છે અને તેથી તે પહેરવા બાકી રહ્યું છે.

હરિ—તને મોતી પ્રત્યે પ્રેમ છે ? તને મોતી ગમે છે ?

માલતી—ના. તમારાથી કોઈ ચીજને હું વધારે ચાહતી નથી.

હરિ—મને તે એરીંગ આપ.

માલતી—તમારાં જ છે. લો. ( આપે છે )

હરિ—આભાર થયો, માલતી. મને ખાત્રી છે કે થોડા દિવસમાં હું તને બનાવવા માગું છું તેવી તું થઈશ.

માલતી—હા, હું મૃત્યુ પામીશ. ( બહાર જાય છે )

હરિ—( બૂમ પાડે છે ) માલતી, હું સાંજ પહેલાં ઘેર આવી શકીશ નહિ. બપોરે હું શરત જોવા જઈશ અને આઈ. સી. એસ.ને ત્યાં બ્રિજ રમવાનું મને આમંત્રણ છે. કદાચ, રાત્રે હું સિનેમા જોવા જઉં. આજે 'રહીમાલ' ની ફિલ્મ છે. ( બબરચી આવે છે )

બબરચી—સા'બ, આપકા વિલાયતકા મિત્ર મિ. ગોવિંદન આપ સેં બાત કરના મંગતા હૈ.

હરિ—તેને અંદર મોકલ. ઠીક થયું. મને થોડો સમય સોબત મળશે. ( હિંદી પોશાકમાં ગોવિંદ આવે છે ) અહો, ગોવિંદ તમને ફરીથી મળતાં આનંદ થાય છે. આપણે છેલ્લી વખત લિસ્ટર સ્કવેરમાં મળ્યા હતા, ખરું કે ?

ગોવિંદ—હા, લિસ્ટર સ્કવેરમાં દુઃખદાયક સંજોગોમાં મળ્યા હતા. તમે તે વખત વેશ્યાગૃહમાંથી બહાર નીકળતા હતા.

હરિ—તેમાં કંઈ શરમાવા જેવું નથી. તને આવા હિંદી પોશાકમાં જોતાં મને દુઃખ થાય છે.

ગોવિંદ—હરિ, તને આવી રીતે વાત કરતો સાભળતાં મને બહુ દુઃખ થાય છે.

હરિ—ગોવિંદ, મને હેરી કહે. હિંદી નામ મારાથી સહન થઈ શકતું નથી. બહુજ થોડાં હિંદી નામો સારાં છે. તેમાંના ઘણાખરાથી આપઘાત કરવાનું મન થઈ આવે છે.

ગોવિંદ—હરિ, તેં તો લાંબા વખત પહેલાં આપઘાત કર્યો છે. જ્યારે તું દારૂની પ્યાલીને પહેલીવાર અડક્યો ત્યારે તેં આત્મઘાત કર્યો. જ્યારે તું અંગ્રેજી 'સુટ' પહેરીને હિંદના કિનારે ઊતર્યો ત્યારે તેં આત્મઘાત કર્યો; જ્યારે તેં તારા હિંદી નામનો અંગ્રેજની માફક ઉચ્ચાર કર્યો ત્યારે તેં આત્મઘાત કર્યો. લંડનની શેરીઓના ઝાંખા પ્રકાશમાં બેસતી સ્ત્રીઓમાં વેડફી દેવાના ઇરાદાથી તેં ઘેર તાર કરીને પૈસા મંગાવ્યા ત્યારે તેં આત્મઘાત કર્યો. તને મનુષ્ય બનાવવા માટે જે પૈસા તારા માતપિતા કાળી મજૂરી કરીને કમાણા તે પૈસાથી જ્યારે જ્યારે તેં સિગારેટ ખરીદી તે દરેક વખતે તેં આત્મઘાત કર્યો. જે જીવન તું ગાળી રહ્યો છે તે આત્મઘાત નથી એમ તું માને છે તે દરેક વખતે તું આત્મઘાત કરી રહ્યો છું.

હરિ—ગોવિંદ, તું તો સદંતર બદલાઈ ગયો જણાય છે.

ગોવિંદ—ઈશ્વરનો પાડ માનું છું કે હું બદલાઈ ગયો છું. મારા શરીરની અંદર વહેતા પૂરાણા હિંદી લોહીના આશીર્વાદથી હું તાંબામાંથી સોનું થયો છું. તારી સિગાર અને સિગારેટ અને વ્હાઇટ હોર્સ વ્હિસ્કિના શાપથી તું કંદનનું કથિર બન્યો છે.

હરિ—ગોવિંદ, હું દિલગીર છું કે હું તારી સાથે વધારે વખત વાતચિત કરી શકતો નથી.

ગોવિંદ—પણ તારે મારું કહેવું સાંભળવું તો પડશે. ઇંગ્લંડમાં તેં ગાળેલ જીવન માટે તને શરમ નથી આવતી ?

હરિ—શરમ આવે ? ના, જરીયે નહિ. આધુનિક થવા માટે શરમાવું જોઈએ તેમ હું માનતો નથી.

ગોવિંદ—તારી નીતિભ્રષ્ટતા માટે તું શરમાતો નથી ?

હરિ—નીતિ તો શબ્દ માત્ર છે. સ્વર્ગની તરફેણમાં બહુમતિ મેળવવા માટે જેમ બાઇબિલમાં 'નર્ક' શબ્દ યોજાયો છે તેવીજ રીતે બાળકોને ભડકાવવા માટે 'નીતિ' શબ્દ યોજાયો છે. હું તને પૂછું છું કે 'નીતિ' શું છે ? ઈશ્વર પોતે મોટો લુચ્ચો તથા રખડુ છે. આપણે તેનામાંથી પેદા થયાં છીએ. આપણે એટલે મનુષ્યો. મનુષ્યો દારૂ ન પીએ તેવી ઈશ્વરની ઇચ્છા હોત તો મનુષ્યને કદિ દારુની ભઠ્ઠી કરવાનો વિચાર સૂઝયો ન હોત. જો આપણને નચાવવાની તેની મરજી નહોત તો તેણે સભ્ય સ્ત્રી તથા આપણા પગ ઉત્પન્ન કર્યાં ન હોત.

ગોવિંદ—તારો પ્રલાપ અર્થહીન છે. ઈશ્વરે મનુષ્યમાં તૃષા એટલા વાસ્તે ઉત્પન્ન કરી કે તે પાણી પીએ. ઈશ્વરે મને તથા તને પગ એટલા માટે આપ્યા છે કે આપણે તેના પર ઉભા રહી શકીએ અને મને લાગે છે કે તારે તારા પગ પર ઊભા રહેવાનો સમય આવી પહોંચ્યો છે.

હરિ—મારે તારા જેવા 'પ્યુરિટન'[1]નું આહીં કામ નથી, સમજ્યો ?

ગોવિંદ—પણ મારે તારું કામ છે.

૧. ખ્રિસ્તિ લોકોનો એક પંથ, જેના અનુયાયીઓ ક્રિયાકાંડમાં ખૂબ ચૂસ્ત હોય છે.

હરિ—આ ઘરમાં રહેવાવાળો તું કોણ?

ગોવિંદ—હું સગાથી પણ વધારે—મિત્ર—છું.

હરિ—તારા કહેવાનો અર્થ દુશ્મન લાગે છે.

ગોવિંદ—જો હરિ, સાંભળ. હું તારી સાથે તદ્દન સ્પષ્ટતાથી વાત કરવા માગું છું. હું જાણું છું કે તેં ઇંગ્લંડમાં એક રાતા વાળવાળી છોકરી સાથે છૂપી રીતે લગ્ન કર્યાં છે. મને માલતી માટે દિલગીરી થાય છે.

હરિ—તું જે વાત કહે છે તેની તારી પાસે સાબિતી નથી.

ગોવિંદ—મારી પાસે નહોય તો સમય પાસે તો છે.

હરિ—અને તારે અને માલતીને શું કે તું તેના માટે દિલગીર છો?

ગોવિંદ—મારી નજરે તે સમસ્ત ભારતવર્ષનું સ્ત્રીત્વ છે. તેને અને મારા મનુષ્યત્વને સંબંધ છે. જો આપણા દેશનું સ્ત્રીત્વ દુઃખ સહન કરીને નાશ પામે તો આપણું મનુષ્યત્વ ક્યાં જશે?

હરિ—હિંદના મનુષ્યત્વની તો વાત જ ન કરતો. હિંદમાં તો 'સ્ત્રીત્વ' જ છે. હિંદમાં ત્રીશ કરોડ સ્ત્રીઓ છે, પુરુષો નહિ.

ગોવિંદ—તું પણ તેમાંનો એક છે.

હરિ—હું હિંદી નથી. હું તો વિદેશ જઈ આવ્યો છું.

ગોવિંદ—હરિ, જો તું માલતી સાથે વધારે સભ્યતા અને પ્રેમથી નાહ વર્તે તો તું તેને ખોઈ બેસીશ.

હરિ—ગોવિંદ, તને ઠીક પડે તો તું તેને સાથે લઈ જા,

ગોવિંદ—હું તો તેને લઈ જઈ શકીશ નહિ. તે મૃત્યુના પંજામાં ફસાઈ પડી છે, હું ધારું છું કે તને ખબર નહિ હોય કે તેને ક્ષય થયો છે. તેનું જીવન ઘસાતું જાય છે.. દર ક્ષણે તેનામાંથી લોહીનું ટીપું ચૂસાતું જાય છે અને તું તેની હત્યા કરનારો છે.

હરિ—ક્ષય ! તેને ક્ષય થયો છે તેમ તને કોણે કહ્યું ? મને તો કોઈએ તે વાત કરી નથી.

ગોવિંદ—કારણ કે તે વાત કરવાથી તને અસર થાય તેમ કોઈ માનતું નથી.

હરિ—અરે ! મને તો બહુ લાગી આવે છે.

ગોવિંદ—હરિ, જો તું તેને હવાફેર કરવા નહિ લઈ જાય તો મારે તેને તેની માને ઘેર પાછી લઈ જવી પડશે.

હરિ—હું કહું છું કે તું તેમ કરી શકીશ નહિ.

ગોવિંદ—જૂલમી, તું કાપુરુષ છે.તારો જૂલમ તારી કાયરતા છે. પણ યાદ રાખજે કે આખી દુનિયા મારા પર થૂંકે તો પણ માલતીની પડખે રહેવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. તું ધારે છે તે કરતાં હું વધારે મજબુત મનનો છું. કચડાતી સ્ત્રીની વહારે ધાવાની હિંમતવાળા માણસના બળની સાથે સરખાવતાં માંસ મદિરાથી મેળવેલું તારું બળ કાયરતા છે.

હરિ—ચોકકસ, માલતી બેવફા નીવડી છે કે તે તારી—તેના મિત્ર–કદાચ આશક—પાસે મને ખુલ્લો પાડે છે.

ગોવિંદ—તે એવી બેવફા નથી. તારી લાલ આંખોમાંથી સહૃદયતાનું છેલ્લું બિંદુ નાશ પામ્યું છે. વારુ, હરિ, પરમેશ્વર તને સુખી કરે અને તારા ભૂતકાળના અવશેષ પર તને નૂતન પ્રામાણિક જીવન ગાળવાની હિંમત આપે !

હરિ—ગોવિંદ હું આશા રાખું છું કે આપણો આ છેલ્લો મેળાપ થશે.

ગોવિંદ—માલતી પ્રત્યે સારું વર્તન રાખજે, નહિતર જ્યારે બાજી બગડશે ત્યારે પશ્ચાત્તાપનો કીડો તારું અંતર કોતરી ખાશે (જાય છે)

**હરિ**—જીવન કેવું એકલવાયું છે. બીજાથી જુદા પડવા માટે મનુષ્યને સહન કરવું પડે છે. હું કેવો એકલો પડી ગયો છું! મારું જીવન નિરાશાજનક કોયડો છે. હું તદ્દન એકલો છું! અરે! પ્રભુ—પણ પ્રભુ ક્યાં છે? તે પણ દંતકથામાં જ લાગે છે—તે મોટું શૂન્ય છે. અથવા જો પ્રભુ હોય તો તે ઘાતકી રાક્ષસ લાગે છે. તે દર વખતે આપણી હાંસી કરી રહ્યો છે. આપણને જગત ઉપર સર્જાવીને તે મશ્કરી કરી રહ્યો હોય તેમ જણાય છે! અરે ભયંકર એકાંત!

[ ટપાલ લઈને બબરચી આવે છે ]

**બબરચી**—સા'બ, દુસરી ટપાલ ટ્રે પર રખ્ખી હૈ. ઇંગ્લિશ સ્ટેમ્પ્સ! મેમસા'બ જૈસે દસ્કત.

**હરિ**—હે! પ્રભુ.

**બબરચી**—સા'બ, પ્રભુકો બુલાતે હૈં પણ વો તો સ્નાન કરતે હૈં.

**હરિ**—હા, સેમી, તે નહાય છે. મનુષ્યના લોહીમાં નહાય છે.



# અંક ત્રીજો.

---

તેજ ઓરડો પણ બીજા અંકમાં તેમાં જે અંગ્રેજી તત્ત્વ હતું તે જણાતું નથી. ટેબલ પર જેમ તેમ કપડું પાથરેલ છે, કોઈએ ઘડી પણ ઉખેડી નથી. ટેબલ પર પુસ્તકો અને પત્રોનો ઢગલો પડયો છે. ટેબલના પાયા પાસે નકામા કાગળો નાખવાની ટોપલી તથા 'વિનસ' દેવીનું નગ્ન ચિત્ર પડયાં છે. કબાટ તો પહેલાં અંકમાં હતો તેમજ છે. બારી પાસે ખાટલો છે. બારીમાંથી સૂર્યાસ્ત થતો જણાય છે. માલતી ખાટલાપર સૂતેલી જણાય છે. પડદો ઉપડયા પછી થોડે વખતે હરિ ગમગીન ચહેરે ધીમે પગલે પ્રવેશ કરે છે.

**હરિ**—માલતી...(ચુપકીદી પથરાઇ રહી છે. હરિ ટેબલ પાસે જઈને ઉતાવળથી એક કાગળ ઢસડી કાઢે છે.) " અને જો આ જીવન પછી પુનર્જીવન હોય તો માલતી, હું તે તને એકને જ અર્પણ કરીશ. યાદ રાખજે કે હું બીજી દુનિયામાં તારી રાહ જોઉં છું...હરિ " (ધીમેથી માલતીની પથારી પાસે જઈ હળવેથી બૂમ મારે છે, માલતી. (આકાશ તરફ જોઈને) આકાશ કેવું સુંદર છે. શરીરમાંથી મુક્ત થયેલ આત્માની માફક તારા પણ કેવા સુંદર છે. સૂર્ય અસ્ત થયો છે. પૃથ્વી પર કેવો મધુર પ્રકાશ પ્રસરી રહ્યો છે. મૃત્યુને કાંઠે જીવન કેવું મધુર લાગે છે:

**માલતી**—(ઊંઘમાં) ક્ષમા કરો હે ભગવાન !

**હરિ**—પોતાને ક્ષમા કરવા ભગવાનને કહે છે. પોતાને ક્ષમા ? વિશુદ્ધિ માટે પ્રભુ દેવદૂતને માફ કરી શકે ? (પોતાના હાથવતી માથું ઢાંકી દઈ ડૂસકાં ભરે છે) હે પ્રભુ, જો મારે ફરીથી જન્મ લેવાનો હોય તો તું મને વિશુદ્ધ શરીર આપજે. ( રિવોલ્વર

તપાસે છે ) હે અલ્પ વસ્તુ ! બીજી દુનિયાનો ભેદ તું જાણે છે ? વહાલી સખી, તારા વડે મેં એક વખત એક મનુષ્યને મારી નાખ્યો હતો તે તને યાદ છે ? ત્રણ વર્ષ પહેલાં એક અંધારી રાતે તે બનાવ બન્યો. હું દારૂના ઘેનમાં હતો ત્યારે કજિયો થતાં મેં તેને મારી નાખ્યો. મેં શું કર્યું તેનું મને ભાન નહોતું. મને કોઈ પકડી શક્યું નહિ. અને હવે તો ઘણો વખત વીતી ગયો છે. સખી, તું મારા દુઃખનો અંત લાવશે ? આ જીવનની કંટાળા ભરેલી અસહ્ય શિક્ષાનો તું અંત લાવીશ ?

**માલતી**—પ્રભુ.

( હરિ પોતાના ખીસામાં રિવોલ્વર સંતાડે છે )

**હરિ**—માલતી; તું બોલે છે ?

**માલતી**—માલતીના આત્માનો અવાજ. કેમકે શરીર તો છાયારૂપ છે.

**હરિ**—તને ઊંઘ આવી હતી ?

**માલતી**—આજ મારી તબિયત ઠીક જણાય છે.

**હરિ**—તે જાણી મને આનંદ થાય છે.

**માલતી**—પ્રભુ, તમે મારા માટે પ્રાર્થના કરી તેથી મારી તબિયત સારી જણાય છે.

**હરિ**—તારા માટે પ્રાર્થના કરી ?

**માલતી**—મેં સ્વપ્નમાં આપને શ્રીકૃષ્ણની મૂર્તિ પાસે નમીને મારા માટે પ્રાર્થના કરતા જોયા.

**હરિ**—કદાચ, સ્વપ્ન સાચાં પણ પડે. માલતી, હજુ તને જીવવાની ઇચ્છા છે ?

**માલતી**—ઇચ્છાથી વધારે, આશા...

**હરિ**—જે દિવસે તેં મારી સાથે લગ્ન કર્યાં. તે દિવસથી તને દિલગીરી વરી.

હરિ—ઘણા વર્ષો પછી પહેલી જ વખત મેં ગંભીરતારૂપી દારૂ પીધો છે. મેં પીધેલ દારૂના દરેક ગ્લાસ માટે તથા દરેક સિગારેટ માટે તમે જોખમદાર છો તેમ મારું કહેવું છે.

ગણેશ—પ્રભુ, પ્રભુ.

હરિ—પ્રભુને બોલાવો નહિ. તે તમારું કહેવું સાંભળવાનો નથી અને સાંભળશે તો પણ તમને ક્ષમા આપવાનો નથી.

ગણેશ—મને ક્ષમા ? શા માટે ?

હરિ—પિતાજી, હું તમારો અવાજ સાંભળવા માગતો નથી. હમણાં તમારી સાથે વાતચિત કરવા મારી ઇચ્છા નથી, પણ હું સોગંદ ખાઈને કહું છું કે હું કોઈ વખત તમને તમારા વિષે હું શું ધારું છું તે તદ્દન સ્પષ્ટતાથી કહીશ.

ગણેશ—પણ મારી ઇચ્છા તારી સાથે હમણાં વાત કરવાની છે. તને ઘેર આવ્યાને એક વર્ષ થયું તે તો હું ધારું છું કે તું જાણે છે.

હરિ—ઠીક. તમારી ઇચ્છા વાત કરવાની હોય તો હું પણ તૈયાર છું. હા. હું તે જાણું છું. હું તે પણ જાણું છું કે સાત વર્ષના વિદેશના વસવાટ પછી હું ઘેર પાછો આવ્યો છું.

ગણેશ—બહુ સારું. તું કેળવણી લઈને હિંદમાં પાછો આવે તેવા હેતુથી મેં તને ઇંગ્લંડ મોકલ્યો તે તું સમજતો હઇશ.

હરિ—હું કેળવણી પામીને-પાછો આવ્યો છું.

ગણેશ—ઠીક. ત્યારે તારે તારા ગુજરાનનું સાધન શોધી કાઢીને તારી કેળવણીની સાબિતી આપવી એમ હું આશા રાખું છું.

હરિ—તે સાબિત કરવા સાથે મને કંઈ લાગતું વળગતું નથી. હું તદ્દન બાળક હતો ત્યારે મને પરદેશ મોકલવામાં તમે મોટો ગુન્હો તથા મૂર્ખાઇ કર્યાં તેમ સાબિત કરવા હું માગું છું.

ગણેશ—તું શું કહેવા માગે છે ?

હરિ—હું જે કહું છું તેનો અક્ષરે અક્ષર સાચો છે અને તે તમે સાચો

માનો તેમ હું ઇચ્છું છું. ઇંગ્લંડ જવાની ફરજ પાડવામાં આવતા દરેક યુવક તરફથી હું બોલુ છું તેમ હું તમને મનાવવા માગું છું. જો તમે ડાહ્યા હો અને પ્રમાણિકપણે વિચાર કરી શકતા હો તો જે અપરાધ તમે માથે વહોર્યો છે તે અપરાધ માથે વહોરનારા દરેક મૂર્ખ પિતા વતી તમે સાંભળો તેમ હું આશા રાખું છું.

**ગણેશ**—બેટા, તારું કહેવું હું ભાગ્યે જ સમજી શકું છું.

**હરિ**—ઠીક, ત્યારે તમને હું સમજાવું. તમે મને ઇંગ્લંડ મોકલ્યો ત્યારે મારી ઉંમર માત્ર સત્તર વર્ષની હતી તે તમે જાણો છો ?

**ગણેશ**—હા.

**હરિ**—ઇંગ્લંડ જતી વખતે હું ખૂબ રડ્યો અને મને ન મોકલવા વિનંતિ કરી તે તમને યાદ છે ?

**ગણેશ**—હા. મને યાદ છે, પણ પોતાનું કલ્યાણ ન જાણનારા બાળકના તે આંસુ હતા તેમ હું માનતો હતો.

**હરિ**—બિલકુલ નહિ. તે વખતે તેમ ધારવામાં તમે મૂર્ખાઈ કરી હતી અને હજુ તેમ ધારવામાં તમે વધારે મૂર્ખાઈ કરો છો. મારી આત્મરક્ષણની ભાવનાએ મને રડાવ્યો હતો. મારા અંતરાત્માના અવાજે મને રડાવ્યો હતો. મહાન અધઃપતનની ગુપ્ત આગાહીએ મને રડાવ્યો હતો.

**ગણેશ**—પણ હરિ, તું ગયા પહેલાં તારાં લગ્ન થયાં હતાં.

**હરિ**—બાપા, તમે મૂર્ખ માણસની માફક વાત કરો છો. તમે બધા પિતાઓ–તેવી જ રીતે વાત કરો છો. હું ગયા પહેલાં એક અજાણી બાળા સાથે મારી લગ્નવિધિ મને નૈતિક બંધનોમાં બાંધી રાખે તેમ તમે ખરેખર માનતા હતા ? મારા માટે તે નૈતિક કેદ હતી તેમ તમે ખરેખર ધારતા હતા ? લગ્ન પછી

તરત જ મારા જેવા યુવકને પરદેશ ધકેલી દેવામાં મને તથા મારી પત્નીને તમે મોટો અન્યાય કરતા હતા.

ગણેશ—મેં એમ માની લીધું કે તું સીધે રસ્તે ચાલીશ.

હરિ—બુઢ્ઢા, તમે માની લીધું એમ કે? માની લેવાનો તમને કશો પણ હક્ક નહોતો.

ગણેશ—બેટા...

હરિ—મને બેટા કહો નહિ. તેમ કહેવાનો તમે હક્ક ગુમાવ્યો છે. તમે મારા નાશ માટે જવાબદાર છો. તમે મારા ખળભળી ગયેલ શરીર અને લોહી નીતરતા આત્માના કારણભૂત છો.

ગણેશ—હું?

હરિ—હા, તમે. તમે તમારા વખતમાં પરદેશી કેળવણીના મોહમાં અંજાઈ ગયા હતા, અને તે જ ગુલામી મનોદશાથી, તે મોહનો મને પણ ગુલામ બનાવવામાં તમારી પાસે જે હતું તે વેચી નાખ્યું. મને આવી કેળવણી આપવાની નિષ્ફળતા તમને સમજાણી હોત તેમ હું ઇચ્છું છું. હું ઇંગ્લંડમાં કંઈ કરીશ તેમ તમે કેમ માન્યું-માની શક્યા? હું કયા પાયા પર ચણતર કરીશ તેમ તમે માન્યું? આત્મસંસ્કૃતિવિહીન મનુષ્યમાં પરદેશી સંસ્કૃતિ આરોપવાનો શો ઉપયોગ છે? બુઢ્ઢા, તમે ખોટી રીતે વિચાર કરવાના દોષિત છો અને તમારી માફક ભૂલ કરનાર બધા બુઢ્ઢા માતપિતાઓ પણ તેવા જ દોષિત છે.

ગણેશ—તું ઇંગ્લંડથી ઘેર આ લાવ્યો છે?

હરિ—(સિગારેટ અને વ્હિસ્કિનો પ્યાલો આપીને) આ પણ!

ગણેશ—તેં મારા પ્રત્યેનું માન ગુમાવ્યું છે.

હરિ—તે મેં લાંબા વખત પહેલાં ગુમાવ્યું છે. મેં મંગાવ્યા ત્યારે ત્યારે તમે પૈસા મોકલ્યા ત્યારે મેં તે ગુમાવી દીધું છે. પૈસા મોકલવામાં તમે ખરેખર ખચ્ચર હતા તેમ હું ધારતો. હવે તો તમારા માટે ફક્ત તિરસ્કાર રહ્યો છે.

**માલતી**—પ્રભુ મારા પિતાની અદબ રાખો.

**હરિ**—તે તારા પિતા નથી તેમજ મારા પિતા નથી. પોણોસો વર્ષ ઉપર બનેલો તે એક અકસ્માત છે, જેમાંથી હજુ મને રૂઝ વળતી નથી ( બબરચી આવે છે. )

**બબરચી**—ઝવેરી લોક પપ્પા કે મિલને મંગતા હૈ.

**ગણેશ**—અફસોસ, તે ફરીથી આવી લાગ્યો. કહે કે હું ઘેર નથી. ( બબરચી બહાર જાય છે. )

**હરિ**—તે શા માટે આવ્યો છે ?

**ગણેશ**—આ ઘર તેને ત્યાં ગીરવી મૂક્યું છે અને મુદ્દત પુરી થઈ છે. ( બબરચી ફરીથી પ્રવેશ કરે છે. )

**બબરચી**—સા'બ, મેં દામોદર ઝવેરી કું બોલા કે સેઠ લોક બોલતે હૈં કે હમ ઘરમેં નહિ હૈ. દામોદર કહેતે હૈં કે આપ ઘરમેં હૈં.

**દામોદર**—( બહારથી ) ગણેશરાવ, બહાર આવો. તમે લાંબો સમય છૂપા રહી શકશો નહિ. તમે મારી સમક્ષ વહેલા આવો તેમ વધારે ઠીક. તમે ગરીબ છો, અને ગરીબ માણસ શ્રીમંત માણસ પાસેથી છટકી શકતો નથી અથવા તેની સામો થઈ શકતો નથી. બહાર આવો......

( ગણેશરાવ ખુરશીમાં ઢળી પડે છે. )

**હરિ**—એય બુઢ્ઢા, તમે શું કર્યું છે ? તમે તમારો પોતાનો, મારી માતાનો, મારી પત્નીનો અને મારો વિનાશ કર્યો છે. વિનાશ પામેલા ઘરનો શાપ તમારી જિંદગીને ગુંગળાવી નાખે છે. નાપાક, આંધળા, ખૂની...

**દામોદર**—ગણેશરાવ, બહાર આવો.

**હરિ**—તમારા પોતાના ઘરને તમે જલાવી દીધું છે અને મારો બળતણ તરીકે ઉપયોગ કર્યો છે.

( રાતા વાળવાળી કન્યા તથા પાછળ દામોદર આવે છે. )

**ગણેશ**—( રાતા વાળવાળી છોકરીને ) તમે...કોણ...?

**રાતા વાળવાળી કન્યા**—( હરિને બતાવીને ) હું તેની પત્ની છું.

**માલતી**—( હરિને ) તમારી પત્ની ? હે ભગવાન !

**હરિ**—( માલતીની નજીક જઈ ) મારી પત્ની આ રહી.

**દામોદર**—( દાંત કચકચાવતો આગળ આવીને ) અને આ ઘર મારું છે. (પી. એન્ડ ઓ. નિશાનવાળા સામાન સાથે બબરચી પ્રવેશ કરે છે. )

**બબરચી**—આ બહોત ભારી ઓર હિંગ્લિશ હૈ.





# અમારાં પ્રકાશનો

**રાષ્ટ્રીય, સામાજિક, આધ્યાત્મિક, બાલસાહિત્ય વગેરે.**

| | | |
|---|---|---|
| ૧ | પરિણીતા ( શરદ્‌બાબુ ) | ०॥ |
| ૨ | ધૂમ્રશિખા ( સીતાદેવી ) | ૧। |
| ૩ | વિસર્જન ( રવીંદ્રનાથ ટાગોર ) | ०।≈ |
| ૪ | પૂજારિણી ,, | ०॥। |
| ૫ | સાચું જીવન ( ટૉલ્સ્ટૉય ) | ०॥≈ |
| ૬ | આકાશનાં પુષ્પો ( ગગનવિહારી મહેતા ) (હાસ્યરસનું) | ૧॥ |
| ૭ | આફ્રિકાના પત્રો ( નરસિંહભાઇ પટેલ ) | ०।≈ |
| ૮ | તિલોત્તમા ( અંબાલાલ પુરાણી ) | ०।≈ |
| ૯ | હરિજન ભાગવત ( ગાંધીજી ) | ०॥। |
| ૧૦ | પૂર્ણિમા ( રમણલાલ વ. દેસાઇ ) દ્વિતીયાવૃત્તિ–સચિત્ર | ૨॥ |
| ૧૧ | વિદ્યાર્થીઓ અને યુવકોને ,, | ०। |
| ૧૨ | પથિકનાં પુષ્પો ( અંબાલાલ પુરાણી ) | ૧॥ |
| ૧૩ | સંપૂર્ણ દારૂનિષેધ ( મહાત્મા ગાંધીજી ) | ०॥ |
| ૧૪ | આખરી ફેંસલો બે ભાગ–ગ્લેજ કાગળ | ૧। |
| ૧૫ | ,, ભા. ૧–૨ રફ કાગળ | ०॥।≈ |
| ૧૬ | પ્લાસીનું યુદ્ધ ( ગોપાલદાસ પટેલ ) | ०। |
| ૧૭ | હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ (બી. ડી. બસુ) | ०॥ |
| ૧૮ | બેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી (ગોપાલદાસ પટેલ) | ०।≈ |
| ૧૯ | બંગાલા બેહાલ ,, | ०।≋ |
| ૨૦ | ખેડૂતનો શિકારી ( જુગતરામ દવે ) | ०)≋ |
| ૨૧ | હૃદય પલટો (પ્રેમચંદજી ) | ०)– |
| ૨૨ | તરુણ ભારત ( લાલા લજપતરાય ) | ૧॥। |
| ૨૩ | ખેડૂતની ખરાબી ( મોહનલાલ પંડ્યા ) | ०)– |
| ૨૪ | આપણે પાપે ( ગિજુભાઈ ) | ०)≈॥ |
| ૨૫ | રાષ્ટ્રધ્વજ | ०। |
| ૨૬ | ગોવિંદનું ખેતર ને બીજી વાતો ( ધૂમકેતુ ) | ०)≈ |
| ૨૭ | વીરાંગના ને બીજી વાતો ,, | ०)≈ |

| | | |
|---|---|---|
| ૨૮ દેશ દેશની વીરકથાઓ (રમણલાલ નાનાલાલ શાહ) | | ०॥। |
| ૨૯ પા-પા-પગલી | ,, | ०।= |
| ૩૦ દેશ દેશની અદ્દભુત વાતો | ,, | ०॥= |
| ૩૧ કામળ પત્રો | ,, | ०)≡ |
| ૩૨ ભિખારી પહાડ | ,, | ०)≡ |
| ૩૩ રોબિન્સન ક્રુઝો | ( ચંદ્રશંકર ભટ્ટ ) | ૧। |
| ૩૪ બાઇબલ કથાઓ (સુબંધુ) | | ०॥ |
| ૩૫ ચાલણગાડી મોટી ( નવી આવૃત્તિ ) | | ०)=॥ |
| ૩૬ સંવાદ કુસુમ ( હસસુખલાલ કાજી) | | ०॥ |
| ૩૭ દેશદેશની વીરકથાઓ-સચિત્ર-બીજો ભાગ ( લે. રમણલાલ શાહ ) | | ૧ |
| ૩૮ કીર્તિકથાઓ (સં. રમણલાલ ના. શાહ ) | | ०)=॥ |
| ૩૯ હીરામોતી | ,, | ०)=॥ |
| ૪૦ બુલબુલ | ,, | ०)=॥ |
| ૪૧ ટન ટન ટન ટન | ,, | ०)=॥ |
| ૪૨ ક્યારે સમજીશું ? ( લે. ગિજુભાઈ ) | | ०)≡ |
| ૪૩ ટોલ્સ્ટોયની નીતિકથાઓ | | ०)≡ |
| ૪૪ વરતો અને ઉખાણા | | ०)=॥ |
| ૪૫ પક્ષી-સમાજ ( શરદ્ બાબુ ) | | ૧। |
| ૪૬ છબી | ,, | ૧ |
| ૪૭ અંગાર ( રમણિકલાલ દલાલ ) | | ૧। |
| ૪૮ બાળકોનું મહાભારત ( રમણલાલ ના. શાહ ) | | ०॥। |
| ૪૯ દિલારામ ( માણેકલાલ જોશી ) | | ૧॥ |
| ૫૦ વેરાયેલાં ફૂલ ( કપિલા માસ્તર ) | | ०)≡ |
| ૫૧ રઝળતો રાજહંસ | | ०)≡ |
| ૫૨ નવદીવડા ( ભોળાશંકર વ્યાસ ) | | ०॥ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : : ગાંધી રોડ : : અમદાવાદ.